૧૭૫૮

# સારંગધ્વજ ને રત્નસારિકા નાટક.

અંતર નાટક સહિત

રચીને

પ્રસિદ્ધ કરનાર

**પરમાનંદદાસ જીવનદાસ.**

પ્રથમ આવૃત્તિ.

મુંબઈ

ઇન્ડિયન પ્રિન્ટિંગ મુદ્રાયંત્ર.

સંવત ૧૯૩૯ ફાલગુણ.

સન ૧૮૮૩ માર્ચ.



**મૂલ આઠ આના.**

# સારંગધ્વજને રત્નસારિકા
# નાટક.



અંતર નાટક સહિત

રચીને

પ્રસિદ્ધ કરનાર

**પરમાનંદદાસ જીવનદાસ.**

પ્રથમ આવૃત્તિ.

મુંબઈ

ઇન્ડિયન પ્રિન્ટિંગ મુદ્રાયંત્ર.

સંવત ૧૯૩૯ ફાલ્ગુણ.

સન ૧૮૮૩ માર્ચ.



**મૂલ આઠ આના.**

# અર્પણપત્રિકા.



સ્વર્ગવાસી સ્નેહી જમનાદાસ નરોતમદાસ ખીલીમોરીયા———પ્રપંચી દુનિયાના નિચ પ્રયત્ન અને દ્રઢ મનના મેલા વિકારના તાપને ઢાંકનાર ૨૨ વર્ષની લઘુ વયે મીઠી દ્રષ્ટિએ નિર્ખનાર વ્હાલાં સગાના લાડ, અને હસતા વદનથી પરમ સુખ માનનાર કેળવાયેલા મિત્રથી, હમેશ દૂર રહેવાને વિધિનું સુચન; જે ગર્ભિત ભેદની અટકળ પડી હોયની એવો ભાસ સિદ્ધ થાયછે એ ઉપરથી કે, નહીં દ્રવ્ય અથવા વિદ્વતાના મદની સંગે લંપટપણાની લજ્જા, અને અસત્ય ભાષણના નીમયુક્ત આસ્તિકપણાનો સંગ્રહ, વિલક્ષણ પ્રવાસની ખરચી સારૂ. કેજે અકળિત ભૂમિની હદમાંથી પાછાં પગલાં કર્યાં નથી, અને કરનાર નથી, કોઈ પણ પ્રવાસી લાગ્યો જીવનો પોષણ કર્ત્તા હોય તેછતાં; છતાં મિત્રભાવમાં પરિપૂર્ણ પંકાયેલ અમારા મિત્ર મંડળમાં, અને તેમના આગ્રહની ભેળસેળમાં મારા પ્રત્યેની સ્નેહ છાપ અહરનિશ સ્મર્ણમાં રહેવાસારૂ, ખાખ થવાને સૃજેલ કરે આ નાનાગ્રંથના આશ્રયપત્રમાં માનવંતું નામ ભરવાની તસ્દિ લીધી, તેજ અર્પણપત્ર સ્વિકારવાને યોગ્ય ભલે થાય.

પરમાનંદદાસ જીવનદાસ.

# પ્રસ્તાવના.

---

ઉપર ઉપરથી આ પુસ્તક વાંચતાં કદાચને આ વાત રસ રહિત લાગશે. રસથી ભરપુર કરવાને પરિપુર્ણ પ્રયાસ કર્યા છતાં માત્ર એકાદ અઠવાડિયાનો શ્રમછે, એમ જણાવનારને આપ વડાઈનો દોષ મુકવા ચુકશે નહીં, અગરજુઓકે તેથીએ થોડા વખતમાં વિશેષ છટાદાર લખનારની સંખ્યા અસંખ્ય ગણાવવામાં આવી હોય તોપણ; તોપણ વાંચનારની દ્રષ્ટિમાં જે બાધ આવશે તેનું સમાધાન કરવામાં ઘણીખરી રસિકતાનો લોપ થએલછે. એટલા જોખમે રચનારનો હેતુ સરેતો સંતોષ ચિન્હ ઝળકેજ; પરંતુ વાતની રચના એવા સંયોગમાં ગોઠવાએલી હોય કે જે સત્ય માનવાને વજનદાર મિષ દરશાવ્યા છતાં છેવટ પોતાના પ્રથમના વિચારજોડે જોડાઈ જવાને વાંચનાર ડાહપણ સમજેછે. માબાપ પુત્રને વેચે ? અને પ્રસવ થયા પહેલાં ? વળી પંક્તિ ચાલના ખરચ માટે? એ કેવળ અસંભવિતછે. સંભવિત ગણાવવાની કોશીશ નિષ્ફળતાનું પદ પામશે, એવો ભય કર્ત્તાને આરંભથીજ હતો, એમ અનુમાન કરવાને કઠીણ નથી.

"ફુલ કરી, ફસાય ફોકટ ફંદમાં,
ઉડાઉની આ દર્શાવી છે પહેચાનજો;
કસાઈ પણ, આવું કૃત્ય કરતાં ડરે,
હર્ષ વધારી પ્રથમછે જણવેલજો."

ખરૂં વિચારતાં આટલું લખાણ આ લઘુગ્રંથના પ્રથમ વિષયની પ્રસ્તાવનાછે. જાણિતા છતાં વ્યર્થ ટાયલું કરવું એ ધોળા કાગળ ને કાળા કરવા સમાનછે, પરંતુ ફાલતું જોર કમી કરવાને ગ્રંથકર્ત્તાને વખતે હદબા'ર જવાને પૂર્ણ હકછે; જેના ઉપરીપણા તળે પંક્તિના પંકાએલ ચાલને વખોડેલછે. મરણ, વિવાહ, શ્રી-

મંતઆદિ ક્રિયામાં વાપરેલું દ્રવ્ય સ્તુતિપાત્રછેકે નહીં તે વિવાદનું નિવારણ કરવાની માથાફોડ જવા દઇ સંક્ષેપમાં છેવટના નિવેડાપર એમ આવી શકાયકે તેમાંના એકેપણ વધારે લાભકારીતો નથીજ, જુઓ કે વખતે વિનાશ કર્તા ન નિવડે તેછતાં. હાનિ થવાનો સંભવ ખરૂં વિચારતાં જો ન્યાતના ચાલની ઉમેરણી કરવામાં આવે તો લય પામતો નથી. શાંત અને સમજુ માણસના મન ઉપર એથી એકદમ આકરી અસર થતી નથી એમ માનવું ભુલ ભરેલુંછે, વિગેરે એવા વિષયને વિશેષ ખંતથી વર્ણવતાં બની ગએલી જુની વાતનો આધાર લીધોછે. તે નિંદિત બોલથી અળગા રાખનાર ગણી સુગ્નલોકો આ પ્રયત્નને માનની નજરે નિરખશે એવી મારી ઉત્કંઠાછે.

પ્રુફ તપાસતાં જે દ્રષ્ટિદોષ રહેલછે તેમાં જને બદલે ઝની ભૂલ ઘણીવાર અર્થને ફેરવી નાખેછે તે સુધારીને વાંચશે એવી સુગ્ન લોકોને મારી વિનંતીછે પૃષ્ટ ૩ ની ગરબીછે તે "બેનો તમે ભાવસહિત ભણજો" એ રાગે ગવાયછે. પૃષ્ટ ૧૬ માની ગરબીછે તે "ઓ અવીનાશી કોણ પાપેરે કાળોકેર કર્યો ભારે" એ રાગે ગાયતો ચાલશે.



## પાત્ર.

---

| | |
|---|---|
| યશવંતસેન | = મધુરાવતિનો રાજા. |
| વિજયવતિ | = તેના રાણી. |
| વિજયધ્વજ તથા વિજયલાલ | = તેનો કુંમાર. |
| ઉત્કંઠલાલ | = યશવંતસેન રાજાનો પ્રધાન. |
| રતિસેના | = તેની સ્ત્રી. |
| જયસેના | = તેની પુત્રી; અને વિજયધ્વજની સ્ત્રી. |
| દીપચંદશાશેઠ | = દમનપુરનો દ્રવ્યવાન શેઠ, |
| ગુલાબવહુ | = તેની સ્ત્રી. |
| સારંગધ્વજ | = યશવંતસેનરાજાનોપૌત્ર. વિજયધ્વજનોપુત્ર. |
| રત્નસારિકા | = તેની સ્ત્રી અને જલકસેન રાજાની કુંવરી. |
| શાંતા; સુરેખા | = તેની સખીઓ. |
| જલકસેન | = મંજલપુરનો રાજા. |
| વિદ્યુતલા | = તેની રાણી. |
| ધૈર્યવાન | = તેનો પ્રધાન. |
| કમળપ્રભા | = તેની સ્ત્રી; જયસેનાની બેન. |
| વિહારી | = કારકુન. |
| કેતુધ્વજ | = યશવંતસેન રાજાનો ભત્રિજો ને પછીથી મધુરાવતિનો રાજા. |
| તસ્કરસેન | = તેનો પ્રધાન. |
| રાણી | = કેતુધ્વજની. |
| વીરસેન | = કેતુનો સેનાધિપતી. |
| નિર્મળદાસ | = રત્નસારિકાનો વિદ્યાગુરૂ. |
| માલિયો તથા તેજીઓ | = ચંડાળ. |

વિદૂષક, દિતિયો, પાનડી, અનુચર, દાસી, લુટારા વિગેરે.

☞ નાટકના પાત્રને અંતર નાટકમાં ઓળખવા (**) ચિન્હ કરેલછે.

# સારંગધ્વજ અને રત્નસારિકા.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—દમનપુર.

**જયસેના**— તને ઉડવાને પાંખ નથી એમ સમજનાર લોકો શું પોતાની કલ્પનામાં ઠગાતા નથી એમ ગણેછે? સદાની તારી વેગવાન ગતિની સરખામણીમાં પાંખની તુલના તુચ્છ માત્રછે. ઝડપથી અવર જવર કરનાર વખત! તારા ઉપર મોહ પામનાર અને ઈર્ષા આણનાર ઉપર તું એકસરખી રીતે ફળદાયક છે. જેના વિચારમાં તારા ભાવની ભાવના ભાવી ગઈછે, તેઓ નથી કોઈ પ્રકારે ઉણા તેમની અંતરની અભિલાષામાં. દૈવગતિ ધારણ કરનાર જો તું અનુકુળછે, તો પ્રતિકુળ થવાને કોણ સામર્થ્ય બતાવેછે? એક આંખના પલકારાના અરસામાં એક તુચ્છ કંગાળને દુઃખના દારૂણ દાહમાંથી નિવારી તેના નિર્ણય રાજ્યસુખને લાયક કરવા સમર્થ છે. તેમજ તું ધારેતો કસર કરીને તેથીએ થોડાકાળમાં રાજ્યપદ પામેલા નરેશને ગરીબમાં ગરીબ ગણાવવાની તારી શક્તિ આગળ વધેછે. ખચીત, અવસર, તું અવસર ઓળખીને, વખત, વખત વર્તિને, અને સમય, બેશક સમય સમજીને સુખ દુઃખમાં સારાં નરસાંનું પારખું કરી દેખાડેછે. વિવેકથી વિચારતાં ગરીબનો તો તું કટો કાળછે. તેથીજ તારા નામને કાળની ઉપમા ઘટેછે. ઓ કઠોર મનના ક્રુર કાળ એવું એકે માત્ર ભાંગ્યું ત્રુટ્યું ઉદાહરણ તારા કાળા કાળનું નામ

ભુંસી નાખવાના લાભે પણ આવી શકશે કે દીનજનની દ-રિદ્રતા ઉપર તેં ભુલે ચુકે દયા આવી હોય? ગમે તેમ પણ આ વિકરાળ કાળ ઘણું થયું એમ ગણી લે. અને તારી શિતળ છાયા-માં લે. દયા વાસ્તે અમારા સાચની સંતાપિ શુળના મુળનું છેદન કર. (ઝળઝળીયાં વિગેરે શોક ચિન્હ સાથે તેનો પતિ જુએછે.)

**વિજયલાલ—**

લલિતવૃત્ત.

વદન કાંતિથી મારમારતી, સુખ સદૈવ સંતોષ સારતી;
અનળ ગર્વને ખાય તારૂણી, નિયમ ફેરવી નર્મ કાં બની. ૧
સબળ જે સદા શક્તિ ધીરની, નરમ નેત્રમાં નીક નીરની;
ભરિ ઉચાટથી ઉર ભામિની, કયમ ધરે પિડા હંસ ચાલની. ૨
દિલ દુખાવવા તર્ક કયાં ઘડી, વદ પ્રિયા જરા શું સખી લડી?
વચન વિપ્રનાં સાંભળી અની, અસરથી પરીતાપ પામની. ૩

**જયસેના—**

હરિગીતવૃત્ત.

નથી નિમિષ નિમિત નાથ મુજને પ્રૌઢ જો પરિતાપનું,
કદી હોયજો પણ તર્ત ટળતું જોઇને મુખ આપનું;
રટતાં રટો રસના થકી કળદ્રુપ કળગુણ ગ્નાનનું,
થૈ અસર મુજ અંતર વિષે પણ આજ નહિ મન માનતું. ૧
છે શાણીઓ સારી સખે આ ગામની ભલી ભામની,
નવ કથન લવ કડવા કથે જે શિશુ શું સુભાષણી;
જાણી નહીં લવરી કરી લડતાં અદ્યાપિ આજ શું,
નવકળ કળાતી કાન્ત મારા મનમુંઝાણું કાજ શું? ૨

**વિજ૦—** પ્રિયા, તને ચેન પડતું નથી એ તારા શોકનું કારણછે. શોક એ કોઈ તારા ગુપ્ત ભેદનું પરિણામછે. નહીંતો મને સ્પષ્ટ રીતે કહેવામાં શું અડચણ હોય?

**જય૦—** આપ મારાથી ઘણી ખરી વાત છુપાવોછો. એ આવા તમારા બોલવાપરથી મનાયછે. બરાબર વિચાર કરીને બાંધેલી અટકળ ખરી નિવડેછે.

વિજ૦—એમ કહીને શું તારા શોકના હેતુથી જાણીતા થવા ના પાડેછે પ્રિયા?

જય૦—છેક એટલે સુધી નહીં. પણ તમે કાંઈ મારૂં માનનાર નથી એમ મારી પક્કી ખાતરીછે. એટલે મને વધારે હઠ લેવાની જરૂર પડે, એતો સ્ત્રીના સ્વભાવ પ્રમાણે સાધારણછે. એક તરફી પ્રીત દુઃખ ઉપર હાંસીછે. જેમ જુઓ.

ગરબી.

પ્રીતિની રીતિ પિયુ ન્યારી, નિભાવેછે પ્રેમિ થઈ ભારી.—ટેક.

મરે પ્રેમી મિન, વિના પાણી;
નથી જાણ્યું નીરે દયા આણી,
દમે ચંદ્ર ચકોરને જાણી.—પ્રીતિ૦
બપૈયા પિયુ પીયુ બોલે,
તથાપિ ના મેઘ જરા ડોલે;
એવી શંકા મોર ઘણી તોલે.—પ્રીતિ૦
ઝુરે ભ્રમર પ્રેમતણા પાશે,
ફરે ફુદડી કેતકીની પાસે;
અફળ અંતે અંતર ભિન ભાસે.—પ્રીતિની૦

વિજય૦—પ્રિયા, તારા પ્રત્યે મારો પ્રેમ અચળછે. દિન પ્રતિદિન દ્રઢ થતો જાયછે. માત્ર આપણી સ્થીતિ કંગાળછે, જે તારા જેવી સંતોષી પત્નિની સહનશીલતા આગળ કાંઇ ખેદ ઉપજાવી શકે નહીં, એટલે આપણા દિવસ સુખમાં જાયછે.

જય૦—દિવસ સુખમાં જતા હશે, પણ મહિના જાયછે તે તો મારે મન દોયલા છે.

વિજય૦—શું પ્રિયા તારા ગર્ભ ભારના સંકટની વેદનાથી પ્રફુલિત મુખ કરમાઈ ગયુંછે? અને ટપકતાં આંસુ હર્ષ અને ખેદની મેળવણીછે? પીડા વધારે થતી હશે માટે કાંઇ ઉપાય—

જય૦—ઉપાય ઉપાય શું કરોછો? લોકો ચેષ્ટા કરેછે, આંગળીઓ બતાવેછે, મેણા મારેછે. તમને કહીએ છીએ ત્યારે મશ્કરીમાં ઉડાવોછો. તમારી પાસે પૈસા હોય કે ન હોય તો ગમતે

કરો, પણ ન્યાતના ધારા પ્રમાણે ખરચ કરવો પડશે. સુધરેલ વિચારના છો બકે જે વિવાહ વાઝમ ને શ્રીમંતમાં ધન ખરચેછે તે મુર્ખાઈ કરેછે. તેમાં કાંઈ મૂર્ખાઈ નથી. આપણા પૂર્વજો ત્યારે શું ગાંડા?

**વિજય૦**— અરે પરમેશ્વર! એ તને કોણ ભમાવેછે? ખરચ ખુટણ એ પૈસાના ચાળાછે. આપણી રિદ્ધિસિદ્ધિમાં તેવી કસર કરી હોય તો તને ઓછું આણવું ઘટારતછે. મહા મુશ્કલથી આપણું પોષણ થાયછે. તે ધ્યાનમાં લે તો હઠ છોડાદેશે. મારી શકિત હોયતો તારા કહેવા કરતાં વિશેષ દોલત ખરચી ન્યાત વશ કર્યા હોત, પણ નિરૂપાય આપણો વખત—

**જય૦**— માટેજ હું હઠ લઉંછુ. ચઢતિ પડતી એતો વારા ફરતી થયા કરેછે. પણ વખત ફરી ફરીને આવતો નથી. લક્ષ્મી ચંચળછે. જાયછે અને આવેછે. અને લોકમાં કહેણ રહી જાયછે કે ફલાણીની અઘરણી વખતે સુકો લોટ ફાકતા રહ્યા. એટલુંજ નહીં પણ થનાર છોકરા ને શીર કલંકનો કાળો ડાઘ પડેછે, તે પેઢી ઉતાર ભુંસાતો નથી.

**વિજય૦**— પ્રિયા, તારા બોલ મારી વજ્ર છાતી ભેદી નાખેછે. આ બોલે નિર્બળ અરે દયાળુ છતાં ભયંકર ખુન કરવા તેયાર થાઉં તોપણ દ્રવ્ય—

**જય૦**— મેળવવાનો એક ઉપાય હજુ આપણા હાથમાંછે.

**વિજય૦**— શો?

**જય૦**— જોઇતા રૂપૈઆ વ્યાજે લેવા. થાળમાં છોકરાને લખી આપવો. ને——

**વિજય**— અરે ઈશ્વર! અરે ઘાતકી નાર! એ તું બકેછે શું? તારી જીભને મર્યાદામાં રાખ, અથવા તો કાપી નાખ. છોકરાના જન્મની ખુશાલીમાં દ્રવ્ય ખરચીને લાવ લેવાનો ચાલ! લ્હાવ લેવાનો ચાલ પાળવા માટે સંતાન વેચવાનું સારૂં! કેવી શરમ! પ્રિયા મારૂં માન, સમજ, ને એવું નુકશાનકારક રટણ છોડીદે.

**જય**–તમને છોકરૂં વ્હાલું લાગેછે, અને અમને અળખામણું લાગેછે? શું સર્વે દહાડા સરખા જતા હશે? કાલ સવારે દેણું દેવાઈ જશે. પછી કોણ પુછનારછે? સ્ત્રીને અધરણીનો ઉજમ જૂદીજ તરેહનો હોયછે. જન્મ પામનાર સંતાનને કુળ વિષેનું પુષ્કળ અભિમાન અને કેટલું બધું માન? એમ કહેવાયકે કુલાણીને, અવસર વખતે ગરીબાઈ હતી તોપણ ઘરેણે મુકીને લોકોચાર પ્રમાણે રૂડી રીતે કારજ ઉકેલ્યું. કુળવંતની એમ ખબર પડે. કુળવંતનાં છોકરાં ઘોડીયામાંથી વરેછે, તે અમસ્તાં વરતાં નહીં હોય. ખરા ખોટાનું પારખું હોયા વિના હોતું હશે?

**વિજય૦**– પ્રિયા, તારૂં કહેવું બરાબરછે. તારા સુચવ્યા પ્રમાણે જરૂર પડે તેટલા રૂપૈયા લઈ આવવા મારૂં મન મોકળું મુકુંછું. ધારૂંછુંકે દીપચંદશા શેઠ રૂપૈઆ માલ ઉપર વ્યાજે આપેછે ખરા. અડધો રૂપીઓ આપો કે પાછો.

**જય૦**–હા. તે શેઠ વ્યાજના લોભે આપશે કાકા કહીને-જતો. ( જાયછે. )

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—દીપચંદશા શેઠની મેડી.

**દીપચંદશા શેઠ**– સુધારાનું જોર આજ કાલ બહુ ચડી આવ્યુંછે. કાંતો જાણેકે દેશપાર કરશે કે નહીંતો ન્યાત બહાર કાઢશે. સવારમાં ઉઠયાકે સભા ભરવાની તૈયારી. મુહુર્તમાં આંકડા ગોઠવવાનો પ્રશ્ન. બાર વાગ્યાકે ચીઠી વહેંચવાની ધમાલ. ત્રણ વાગ્યા એટલે રોવું નહીં, કુટવું નહીં, ગીત ગાવાં નહીં, વિગેરે ભાષણોની શરૂઆત. અને ભાષણો સાંભળનારે સ્ત્રી સાથે બિરાજવું એ સરતમાં. અરે મારા બાપ, અઠવાડીયામાં એક બે વાર ઠામ ઠામ આવી ફજેતી તો ખરીજ. વીશ વીશ વરસના છોકરા આવો છેક નિર્લજ ધંધો લઈ બેઠાછે તે કલંક કંઈ———

**ગુલાબવહુ**– એમાં લજવવા અને કલંક જેવું શું આવ્યુંકે તમે નિર્લજ કહીને તિરસ્કાર કરોછો. એમાં ખોટું શું કરેછે?

શેઠ— બેશ બેશ ભુંડા ડાચાવાળી, નોતી દીઠી સુધારાની અગ્રેસર. ઝાઝું ફાટયું ફાટયું બોલશેતો જીભડી ખેંચી નાખીશ. બોલ્યાં શેઠાણી! એમાં ખોટું શું કરેછે? કાંઇ ખોટું કરતાં હોય ત્યારેની! ભાષણ કરવા ઉઠયા. અડધો કલાક જેમ ફાવ્યું તેમ બકયા. સભા બરખાસ્ત. પછી મરની કેટલાક પીઠામાં ને હોટેલમાં આથડે. બાપ જાણે છોકરો ભાષણ સાંભળવા ગયોછે. અને ભાઈ શાબતો કરમીવટો શિખતા હોય. પુજી મુકાણી એ મીટીંગમાં, ને સતર વખત એવા લપોડ છોકરાની ભણવાની નિશાળમાં.

ગુલાબ૰— એવાં જેઓનાં લક્ષણ હોય તેના ઉપર મને બહુ કાળ ચડેછે પણ—

શેઠ— પણ શેઠાણી! તમે માત્ર કકો બારાખડી શિખીને એક બે ચોપડી વાંચવા શિખ્યાં એટલે એપોલો બંદર સાંજે ગાડીમાં બેસીને ફરવા જવાનું બહુએ મન થાતું હશે નહીં વારૂ? પૈસા કાંઇ ફરવા ગયે મળતા નથી. તેમ મીટીંગમાં કાંઈ સોના રૂપાની ખાણ નથી કે ખોદી લાવીએ. પૈસા મેળવવાના રસ્તા ન્યારાછે. હજારોના ગળાં કરવાં પડેછે. નીતિનું નામ વિસારી દેવું પડેછે. પરોપકાર કરવાનું તો પણ લેવું જોઈએ છીએ. માત્ર આપ સ્વાર્થ એજ મોટો ધર્મ સમજીએ છીએ, ત્યારે શેઠ કહેવાઈએ છીએ. અને વગર મહેનતે આપ શેઠાણી ગણાઓછો તેપણ ત્યારેજ.

ગુલાબ૰— સર્વે દિવસ કોઈના સરખા ગયા જાણ્યા નથી. નીતિ એજ ખરો ધર્મછે. સંતોષ એ ખરૂં સુખછે. સર્વે પ્રાણીને માથે મરણનો દંડ નિર્માણ થએલછે. તે એમ સમજાવેછે કે માણસે સારૂં કામ બનતી ઉતાવળથી કરવું. અને એવી તરેહનું વારંવાર સુધા— (શેઠની મુલાકાતે આવવાથી શેઠ ખાનગીમાં વાત કરવા અંદરના ઓરડામાં જાયછે.)

ગુલાબ૰— જેનાં મન કેળવાયલાં નથી, તેમના વિચારઉપર જીત મેળવવી એ વિકટ કામછે. સુધારાના આગેવાનો પ્રથમ પોતાનો સુધારો કરે, અને પોતાના દ્રષ્ટાંતથી બીજાને તેવા થવા

બોધ આપે તો ખચીત ઈસ્કેલી ધારણામાં જય પામે. પણ પારકા છોકરાને જતિ કરવાની વર્તણુક ચલાવે, એટલે અણ સમજુની બેઠકમાં પણ તેમનું હાસ્ય થાય, એમાં શું આશ્ચર્યછે?

શેઠ૦— (આનંદીને) તારૂં બોલવું હવે કાંઈક સાચું લાગેછે. વાણીએ વાણીએ ફેર હોયછે. એ ભલા માણસના બોલની મિઠાશ આગળ મધનો ખપ નપડે. એ બધો વિદ્યાનો પ્રતાપછે. તને સહેજ લખવા વાંચવાનું જ્ઞાનછે તોયે તારી સમજણ બહુ રૂડીછે. તમને બે ચાર બોલ કહેવા પડવડેછે, પણ કોઈ કુભારજા હોય તો નવા જૂનાની ખબર પડયા વિના રહે? પ્રથમની સ્ત્રીના માર આ ઘડી સુધી સાંભરેછે. સુધારા વિશે મારો નિર્બળ વિચારછે તેનું કારણ—

ગુલાબ૦—કારણકે સુધારા વાળા બોલેછે કાંઈક, અને કરેછે બીજું. ખાસા આલપાકાના ડગલા પહેર્યા. પગમાં સ્ટાકીંગને બુટલગાવી લીધા. માથે એશકી પાઘડીને છત્રી. શું એજ સુધારાવાળા? લાંબા લાંબા રાગડામાં આરડવા માંડયા. આર્યભૂમિ તારૂં શું થયું? ને શું થશે? હવે કેમ ઉગરાય? એશું સુધારાવાળાને ઓળખવાની નિશાની કે વાવટો? ગણની ગણત્રી નજરમાં રાખીને બાળ લગ્નની સામે લખનાર પોતાને બાવીશ વર્ષે બે ને ચોવિશ વરસે ચાર સ્ત્રી પરણવાનોફંદ એ શું સુધારાવાળાની જાયફી કે રેવડી? ધિક્કારછે તેવા ફિતુરીના કર્તવ્ય ઉપર. પણ ખરૂં વિચારતાં એ સુધારાવાળા નથી. એતો ડોળ ઘાલુ આપ સ્વાર્થિયાછે. મોટા માનને ખાતર છેટા છેટા રહીને સુધારાની [illegible] કરેછે, તેથી ખરા સુધારાના સાથીઓને વખતે વખતે વગોવેછે. પણ ખરા સાથી કોને કહેવા જોઇએ ને કોને નહીં તે તમામ નકી થએલછે.

શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

એ નિંદીત ગણાયછે સમજમાં, જે સાચી જુકી કરે,
હાની થાય અપાર જો અવરને, એવું કદી આચરે;

કષ્ટોથી ડરિ થૈ ખુશી નર ધરે, ચોળી બલાયાં કરે,
તેથીએ હિણ, દોષ પાત્ર બહુછે, જે ડોળ ધાલી ફરે. ૧
દીલ દાઝ ઉચ્ચાર અંતરવિષે, આફ્રી ઉપાફ્રી ધરે,
પોતે બોધ સુબોધવાજપરને, સૂધર્મથી આચરે;
થાયે પૂર્ણ સમર્થ કષ્ટ દળવા, દુઃખી પ્રજાનાં અરે,
નિર્મી સત્ય વખાણયોગ્ય ઉપમા, સાથી સુધારા (ના) ખરે. ૨

**શેઠ**—હવે મને બધું સમજાયું. પણ ડોળ ઘાલુ અને ખરા સુધારાના સાથી ને જલદીથી ઓળખવાને થોડુંક અંતર રાખવું જોઈએ. ઉપાય જો લેવાય તો———

**ગુલાબ૦**—શો?

**શેઠ**—જે ડોળ ઘાલુછે તેની અડધી મુછ કાપીને તેને બદલે ભેંશના પુંછની જરૂર પાડવી.

**ગુલાબ૦**—એમ તે થતું હશે? સૌ વખતે ઠીક થશે. ચાલો ઘરમાં બોલાવેછે. (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાજમાર્ગ.

**વિજય૦**—ઉદારપણું એ મોટાઇનું આભૂષણ અને શાણપણછે. અને ઉડાઉપણું એ એક નાનું સુનું ગાંડપણ ગણાયછે. તે ધટારતછે. દ્રવ્યવાન સદૈવ ડાહ્યો હોવો જોઈએ એવો કાંઈ નિયમ નથી. પણ ડાહ્યોછે એમ ઠોકી બેસારવું પડેછે. લક્ષ્મિના તેજમાં સર્વ કોઈ શક્તિ પ્રમાણે તણાયછે. શેઠ પકાતો ખરા. શું સરત કરવાની ચાલાકી! જન્મ થયા પછી બે વર્ષ સુધીમાં છોકરૂં સોંપવાને લેશમાત્ર આનાકાની થાય નહીં. નહીંતો ચાંપતા ઉપાય. અરે! એવી મુર્ખ કબૂલાત કોણ કરી આપે? હા! પિતા, અને અગણિત સંકટ સોસનાર તેની વ્હાલી માતા. અને વિશેષ કોઈ પૂછે કે શામાટે? હા! માટે પૈસાને. બ્હેર મારી ગએલી ઇંદ્રિને સચેત કરનાર, સાધુ પુરૂષના મન ડોલાવનાર, શાંતિનો ત્યાગ કરાવનાર, અને સત્ય ધર્મનો નાશ કરાવનાર, પૈસા, પૈસા,

ખચીત પૈસા તારી ઝંખનાછે. વ્હાલામાં વ્હાલ વધારનાર ને વિરોદ્ધ કરાવનાર પણ કેવળ તારાજ ગુણોછે. તારો મહિમા એટલામાં અટકતો નથી. તારી શક્તિની આટલામાંજ મર્યાદા બંધાતી નથી. ખરે તારી હદ હદપાર, સિમા સિમાવગર, અને મર્યાદ મર્યાદ રહિતછે. છ માસની ઉમરથી મરણપર્યંત દરેક જણ તારી ખરા ભાવથી ઉપાસના કરેછે. ભક્તના બંધનથી બંધાયછે. ઉદારતામાંએ અઘટિત લોભની અંદર ફાચર લાવવાને ચુકવું નહીં, એ તારો મુખ્ય હેતુ. ને એ હેતુને લીધે—

જીવો વિકટોરીયા તું રાણી—એ ચાલ.

કેવી દ્રવ્ય કરે ખુવારી, પામે મોહ બધા નરનારી.—કેવી૦
પ્રાણ હરે પિતા તણા, પિતા રાખે નહીં મણા,
કોને વારે ? દૈવ ગતિ ન્યારીરે.—કેવી૦
લડી મરે બેન ભાઈ, ના'વે આડે મન સગાઈ,
પંડે પીડા કરે હાની કારીરે.—કેવી૦
માની મિત્ર હેતુ ગણે, દમડાની દાઝે હણે,
અંતે કરે સદા શીરજોરીરે.—કેવી૦
પ્રિય પ્રિયા વચ્ચે પ્રીતિ, છળથી ન જાય જીતી,
જાય પૈસા સંગ પરવારીરે.—કેવી૦

તેમ છતાં તારો આધાર ને તારૂં દર્શન દરેક મનુષ્ય જાતનાં મન ચક્ષુને રળિયામણાં લાગેછે. માટે તારી થોડી ઘણી ખુશામત કર્યાવિના ચાલતું નથી.

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—દીપચંદશા શેઠનું ઘર.

**જયસેના**— પુત્રની પ્રાપ્તિ માતાને મન શાંતિની ઠંડકછે. છોકરાં રમાડવાનો મનમાન્યો લાવો ત્યારેજ લેવાયછે. જેને સંતાનનું સુખ સાંપડયું નથી, તેનું અંતર સદા ઉણુંને ઉણું રહેછે. બાળકની કાલી કાલી મધુરી વાણીની મિઠાશનો જેને અનુભવ

નથી થયો, તે આ દુનિયાંના ખરા સ્વાદવિષે અભિપ્રાય આપવા લાયક નથી. ત્યાંસુધી બાળક મત બિલકુલ જતી નથી. ઓળખાણ પડવાની સરસમાં સરસ આજ એંધાણીછે. સ્ત્રી, છોકરાનો જન્મ આપી જ્યારે માતાની પદ્વિ મેળવેછે, ત્યારથી તેની છોકરમત ધીરે ધીરે જવી શરૂ થાયછે. ખરા ખોટાનું પારખું પડવાની હદપણ તે પછીની ગણાયછે. ખચિત એ નિયમ ઈશ્વરીછે. હમણાં મને બહુ પસ્તાવો થાયછે. બાળમતિના આવેશમાં કેવું હીણું કામ કરવાની હામ ભીડી? (છોકરો રડેછે) બાપુ, તારી માતાને દુ:ખની વેદના થતી જાણી તને શું રડવું આવે છે? એમાં બીજા કોઈનો દોષ નથી. એતો હાથનાં કર્યાં હૈયે વાગેછે. અરે હું કેવી?

**રાગ રામીગ્રિ**—વનચર વીરા વધામણી એ ચાલ.

મંદભાગી ઘણી પાપિણી, દુ:ખ દેવા સૃજેલ;
માતાને રૂપે વૈરિણી, લેવા વેર ઠરેલ.—મંદ૦
ભાન ભૂલી ભમી ભૂલથી, કીધું મેં હીણું કામ;
દામ સાટે પુત્ર વેચતાં, આણી નહીં દયા નામ.—મંદ૦
વેચી સ્વતંત્રતા પુત્રની, દિલમાં થઈ રળિઆત;
માયા બાળા તારી મેલતાં, મારાં કપાયછે ગાત્ર.—મંદ૦
રાત્રિ દિવસ તારી ઝંખના, પસ્તાવાનો નહિ પાર;
મન બળે તન તપે ઘણું, આંખે આંસુ ચોધાર—મંદ૦
ઉપાય એકે ના ઊકલે, થાશે જે લખ્યું ભાળ; (બહુ રડેછે)
છાનો છાનો મારા બાપલા, લાડકવાયા બાળ.—મંદ૦

બાપુ, મારા નેત્ર મણિ, શામાટે અકળાયછે? છાનો રહે. તારી માતાની પીડાથી તને સંતાપ થતો હોયતો જલદી દુર કર. અને તેમ કરવાને કારણછે. તારી માતા ખરી, પણ ખરી માતાનો હક સાચવ્યો નથી. (રડેછે તેથી) માટે તું તારી વેરી માતા ઉપર રોષે ભરાયો છે? ભરાય તેમાં નવાઈ નહીં.

દોહરો.

વીતે માસ છમાસને, વર્ષ પણ ભરતાં કાળ;
કશ્ચિત હદ એ કામાં, જ્યારે ઝડપે કાળ.

પુરા બે વરસ વિતી ગયાં, એટલે કબુલાત પ્રમાણે તારા સુખની આશા અમો દીનજનને, અને અમારા સુખની લાલચ તને કયાંથી? મારા નેત્રપ્રકાશ, આમ છેક ટોસરો શું થાયછે? છાનો રહે. એક સામટું રડવું શું કાંઈ ડાહપણછે? જોની આંખમાં ઝળઝળીઆં કેટલાં બધાં આવ્યાંછે! તને મારૂં બોલવું પસંદ પડતું નથી તો લે—તારે સુઈ જાવુંછે? (ઝુલાવેછે ને ધીમો પડેછે તેથી) હા. ત્યારે એમ બોલીએ ના, મારી આંખની કીકી! (ચુંબન કરેછે) તારી આંખ આંજવાદે, પછી નિરાંતે ઉંઘીજા ——વળી રૂએછે. લે સુઈજા વીરા, ધીમે ધીમે તને ઝુલાવુંછું. અને મીઠી ઉંઘ આવી જવા સારૂ મારા કુળદિપક પુત્ર સારૂં યું એક હાલરડું ગાઉં.

ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ.

ખની ડાહ્યો ને વળી શાંત, વ્હાલા વીરારે;
સુઈજાની મારા શ્વાસ, ગુણ ગાઉં તારારે.— ૧
તારી છબીની અણસાર, ચંદ્રથી રાજેરે;
કદી ચડે પણ તારૂં તેજ, આંખડી આંજેરે—સુઈજાભાઈસુઈજા. ૨
તેથી પાડ્યું તારૂં નામ, સારંગધરનુંરે;
લેશ ચિંતા ઉરમા આણુ, દેવુંછે પરનુંરે.— ૩
સિધું નાક રૂડું અણિ શુધ્ધ, પોપટની તુલ્યેરે;
ઝૂલાવેછે માતા બાળ, પારકે મહાલ્યેરે.— ૪
તેની ચિવટ રાખીને ઉર, શિશુ થાને શાણોરે;
હરવાને માબાપનાં દુઃખ, રખે રહે અજાણ્યોરે.— ૫
રાખે આશિર્વાદ તું માન્ય, માતા દે'છેરે;
મને શાંતિ તનમાં થાય.———— ૬

શેઠ—(પ્રવેશ કરીને) નફ્ટ, તને નથી કહ્યુંકે મારે આંગણે

તારે હેરાવું નહીં. રોજ ઉઠીને તારી સાથે કેટલી માથાફોડ? લાજ શરમ બળી છે કે નહીં? સો વાતની એક વાત. અમારે ત્યાં એવા લબાડ વેડા નહીં પરવડે. છોકરો જ્યારે બહુ વ્હાલો લાગતો હતો, ત્યારે વેચવા કેમ નિકળી? અધરણીના કોડ પુરા કર્યા તે અધૂરા રાખવા હતા. કોણ તારે ઘેર લાંઘવા બેઠું તું? ગમે તે કરો. મારે એમાં કાંઈ સ્વાર્થપણા જેવું છે નહીં. મેં રૂપીયા આપ્યા તો સરત પ્રમાણે છોકરાને બે વરસે મારે સ્વાધિન લીધો. તેમ છતાં પાડ માન મારો કે છોકરાની સંભાળ માટે મારી સ્રીના આગ્રહથી છ માસસુધી તારૂં પણ સારીરીતે પોષણ થયું

જય૦– આપની સુજ્ઞ સ્રીના મરણથી——

શેઠ– આ ઘરને છેલા નમસ્કાર કરવાની તમને ફરજ પાડી છતાં આજે પણ તમારી સ્વારી આંહીં ખડી થઇછે. ચાલ બાઇ ચાલ. ભીડ ઓછી કર.

જય૦– કૃપાળું શેઠ, મારા એકના ઉભવાથી શું ભીડ થઇ જાયછે. હું ગરીબ પ્રાણિછું; તેના ઉપર દયા રાખવી એ ઉદાર દિલવાળાને છાજતુંછે.

શેઠ૦– એમાં દમડી ભાર વળે નહીં તો. કાલું કાલું તો મારી બાઈડીને પણ ઘણું બોલતાં આવડતું હતું તોપણ તે મરી ગઇ. (છોકરા સામું જોઈ) વાહ! આજે પણ કાલની પેઠે આંખ આંજી દેખાયછે. તને આટલી બધી ડાયલી થવા કોણ શિખવેછે? હજાર વખત કહ્યું જે મારા ઉમરામાં તારો પગ નહીં. પણ લાજ હોય ત્યારે કની? (છોકરાને લેછે)

જય૦– હમણાંજ બિચારા ફુલની આંખ મળીછે. જરા શેઠ ઝંપવાદો. મને આપો સુવાડું.

શેઠ– આપવાની સાળી, તારૂં નાક વાઢયું કે અમારા ઘરમાંથી તારો ટાંટીયો ટાળ. પણ તું એમ નહીં માને. (શેઠ લાકડી શોધવા દુર જાયછે, એટલે છોકરાને ઉપાડીને જયસેના ગાયછે.)

**રાગ કલ્યાણ—સુખમાં ગેહો—એ ચાલ.**

આરોગ્યને સુખી, તન થાઓ પ્યારા;
જુગ જુગ વર્ષ જીવો, નેત્રના તારા—આરોગ્ય.
પાસે છતાંપિ, વિયોગ સહેવા;
લખ્યું હશે એવું, કર્મમાં મારા—આરોગ્ય.
પણ-સ્નેહની ગાંઠે, ગંઠાઈ જાતાં;
લાગે જખ્મ આજે, અંગે અકારા—આરોગ્ય.

**શેઠ**—હરામખાઉ, કેમતું નહીંજ માને? મુક છોકરાને. નહીં તો ખબર પડશે કે આવી વલે થઈ'તી. (છોકરાને પારણામાં મુકેછે. મારેછે.) નિકળ લુચ્ચી ઘરમાંથી. બાપની મતા ચશ ગઈ ના, એટલે વગર રજાએ ઘરમાં આવ્યાં, માલ્યાં, ને ચાલ્યાં. (જાયછે. મારેછે.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ:—રાજમાર્ગ.

**દીતિયો**—અલી પાનડી, તારા શેઠીઆએ પેલી બાયડીને શાથી મારેલી તે કહેવાનીકે?

**પાનડી**—ઘરાશર નહીં તે નહીં કહેવાની. મારા શેઠીઓ બાયડીને મારે ઇમાં તારા દાદાના દાણા બાણા ચોરેલાકે?

**દીતિયો**—શશરી ઈમાં ક્રોધેલું શું જે, દાદા શાંભિની ગાળો બાંડે? તારા માંટોડાની મને કાંઈ પરવા નહીં મળેજે, જે તારા મોઢાની ગાળ સાંભળું.

**પાનડી**—મારા માંટીડાની તને પરવા નહીં મળે તો મને તારા નાનકડીની પરવા મળવાની શું મરઘા? શાળો મારા ભાઈના મને શશરી કહેવા આવેલો નહીં દેખું!

**દીતિયો**—પણ મોઢાગળ કુણે ગાળ ચોડેલી? મેં તને શોધે લીધું ને પાંહરે પાંહરૂં પુછેલું જે તારો શેઠીઓ પેલી ગર્ગાબડી બઈરી સંઘાતે બાથમબાથા શીદને આવેલા? ઈમાં શેહ તને કેમ ચડે?

**પાનડી–** નહીં ચડેકે? મને મારા શેઠીઆએ એબધું પરભાર્યા મનીખ જોડે કહેવાને સાફ ના કહેલું. હવે સમજે? મુઆ એદી.

**દીતિયો–** ત્યારે મુઈ પેલથી ભસી મરવું જુતું? મને પરભાર્યો ગણેખરી કની? પણ એકદાણ તું નોકરી મધ્યેથી છુટેલી; તાંણે મેં ગોઠવી આપા. તે શાંભરે કે નહીં શાંભરે?

**પાનડી–** હોવે શાંભરે શાંભરે. હું તને શંધું કેહ. પણ તુ કોઈને નહીં કહેવા હો! સમજેલા કે? એ બઈરીને મહીના આવેલા ને જમણવાર કરવું પડે. પઈશાતો નહીંમળે. તું જાણેકે માર–

**દીતિયો–** તારા શેઠીઆને ઘણા બધા પૈસા મળે. પછી—

**પાનડી–** મારા શેઠીઆએ પઈશા વીઆજ ઉપર ધીરેલા. ને કાંડા કલમ કરાવેલ કે બે વરશમાં વીઆજ સંધાતે પઈસા પાછા નહીં આપે તો છોકરો લઈને પાછો ન દેવા. ગરજ ખરી કની? એટલે રાજી થઈને સંધું હા હા કહેલું. ઈમનાં દલમાં તો એમકે દેવું ફીટીજાશે. ને મારા શેઠિયાના વિસાર એવા નહીં દેખાય. વીઆજનું વ્યાજ વધારેલું જે આપશે તો ઠીક, નહીંતો વેશી મારશું, કે સેવટ ઘરમાં કામે લગાડશું. વગર પઈશાનું નોકર.

**દીતિયો–** એતો સમજાય બરાબર, પણ બે વરસની અવધ કરેલી તે નહીં શમજાય. બે વરસનું સોઈ શું કરી આપે? ને ઉજેરવાનો ખરચ બેશે તે?

**પાનડી–** તેનો ભેદ તું નહીં પા. ચીટયા વાણીયા પોચેલા ખરાકની? મોરથી વિશારેલુંજે આપણે સોરો રાખવાની મરજી થાય ને તેને મરજી નહીં થાય તો જાજા રુપીઆ હોય તો ન આલી શકે, ને થોડા હોયતો ભરી કાઢે. ને રુપીઆ તો ૨૦૦ માતર આલેલા. પછી ઉપર વીઆજ ખુબાખુબ વધારેલું, પણ અવધ બે વરસની રાખેલી, પછી—સાય તેમ કરે. સોરો પાછો એને ન આલે, ને કદાશને રા. લેવા હોયતો લે, ચીશું મુકાવીને. સંધાતે પઈશા બરાબી, એટલે મુઆ રાજા રોખ્યા. પઈશા વાળાને કુણ પુસે? પૈશાથી તો પરમેશરે નિસું જેવે. ન આલે

તો જોર જુલમથી લે, ને વળી બોલેકે મુદત ભરાઇ ગએલી તોય કશું નહીં બોલેલો.

**દીતિયો**– તાંણે હવે એ સોરાને આલશે નહીંના ?

**પાનડી**– અરે એ સોરાને તો કોઈ મોટા મનખ લઈ જવાને આવેલાછે. ઇ. પારવના મળશે. સોરાની માને હવેતો તગડી કાઢે

**દીતિયો**– પણ તારા શેઠીયાની બઈરીતો મજાની દીકેલી. તે કાંઈ નહીં બોલે ?

**પાનડી**– તેને પેલાં એમ સમજાવેલું કે તને કાંઈ સોરૂં નહીં મળે, તેથી આ સોરો લીધેલો. તાંણે બાપડી રાજીનારેડ થએલી. હવેતો હું જાવા— (જાયછે)

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળઃ—સિમાડો.

જયસેના–

રાગ કાફી—ઓધવજી સંદેશો કહેજો શામને–એ ચાલ.

સોચ કરી કરી છેક બની હું બાવરી,
વિકળ મારૂં ચિત્તડું મસ મુંજાય જો;
યાદ કર્યે અગ્નિ જ્વાળા લાગતી,
શાંતિ તેથી નહીં લગાર સજાયજો.—સોચ. ૧
હેત કરી જતન કરેછે ઝાળથી,
પ્રાણી, જેને મળ્યું ન વાચા જ્ઞાનજો;
ભૂલે કેમ મુર્ખ બનીને માનવી,
શિક્ષા તેની, શિક્ષા ધરના ધ્યાનજો.—સોચ. ૨
ફુલ કરી ફસાય ફોકટ ફંદમાં,
ઉડાઉની આ દર્શાવીછે પહેલજો;
કસાઈ પણ આવું કૃત્ય કરતાં ડરે,
હર્ષ વધારી પ્રથમછે જણવેલજો.—સોચ. ૩
દુઃખ આગળ જ્ઞાન નથી કાંઈ ગોઠતું,
દાઝું દીલમાં કાળજડું કોરાયજો;

પીડાતી રડી રડાવું નાથને,
લોહી બળી જઇ શરીર મસસોરાયજો.—સોચ. ૪
દર્શન તો થયું પુત્રનું દોયલું,
ગણાય માને એ દુઃખ આડો આંકજો;
ઉપાય કે મતિ ગતિ સુજતી નથી,
સોસું સર્વે ગણી કર્મનો વાંકજો.—સોચ. (મારેછે) ૫

(મારથી ઢળી પડીને) અરે ઘાતકી મારો વાંક ઘુનો જાણ્યા વિના શા શારૂ મારનો વરસાદ વરસાવેછે? ઓ ભાઈ, મેં તારૂં શું વણસાડ્યું છે? કે મારા નિર્બળ હાડકાનું ચુરણ કરેછે. આવતાં માણસને મારે, તેને કયે ઠેકાણેથી માન મળવાની આશાછે? પરમેશ્વર કેમ સાંખશે?

**મારો**—પરમેશ્વરે સાંખવું કે નહીં, એ તને પુછવા આવશે. ઓરા બોલી, તેં વાંક નથી કર્યો ખરૂં કે? દીપચંદશા શેઠને ઘેર રોજ ઉઠીને લોહી ઉકાળો કરવા શીદને મરેછે? તને તેડવા આવતા હશે, નહીં? આજેતો આટલીજ પ્રસાદી ઘણીછે, પણ હવેથી લાકડાં સંઘાતે કાઢવાં પડશે. સમજી ડાકણ? કયે ઠેકાણેથી માન મળવાની આશાછે? સાજો વળી આશા બહુ રાખી મરતી દેખાયને શું? (જતો રહેછે. થોડીવારે જયસેના જાયછે)

---

## પ્રવેશ ૭ મો.

સ્થળઃ—જયસેનાનું ગૃહ.

**જયસેના**—

## ગરબી.

જ્યમ ગુપ્તરે કાષ્ટે અગ્નિરે, બાળે બળતાને બળતો;
ધરતાં ગુણ અંતરયામીરે, નહીં ધર અંતર અંતરતો. ૧
દીન વત્સલ તુંને દાખેરે, દીન તણાં દુઃખડાં હરવા;
પણ પ્રેમ પલળી પોખેરે, રાખી પૈસાની પરવા. ૨
નો'ય મોટાને મન એવુંરે, રીસાવુ નિર્ધન જાણી;
દે દોષ તુંને બહુ દુઃખીયાંરે, મીઠ્યા માનું તે વાણી. ૩

ગતિ કર્મ તણીછે ન્યારીરે, વારી રહે નહીં કોથી;
શોધી થાક્યા જોશીરે, જુની પૂરાણી પોથી. ૪
નો'તું ધાર્યું આદી જે, દુ:ખ ઉપજશે આ અંતે;
આગ્રહથી પસ્તાવાનુંરે, પડ બાંધ્યું પુરણખંતે. ૫
ઝેરી લાગ્યા મુજનેરે, ઝેર હળાહળથી ચડતાં;
બાણો મુખવાચાનાંરે, વિષ ભર્યા જે નિકળતાં. ૬
પણ સાંખી રહી નરમાશેરે, નિસાસા નાખી ઝાઝા;
ધૂળધાણી જીવતર થાતાંરે. જીવ્યાથી શું રહેમ.ઝા. ૭
સ્વભાવિક નિયમ દુ:ખમાંરે, નિજ વાંક બનેછે દીલાસો;
વિશ્રામેછે વિશ્વાસેરે, ભાળ તણો ગણી ખુલાસો. ૮
સમજી સમજુ નાણેરે, ઉપાધી અંતર આડે;
એ હોય કહેવાતું સાચુંરે. મન મારૂં ઓછું પાડે. ૯
સજતાં શાંતિ શરીરેરે, અનળરે' ભડભડ બળતો;
કયમ ભુલું? જાણું બરાબરરે. સાગરમાં વડવાનળતો. ૧૦

**વિજય**૦—(પ્રવેશ કરીને) પ્રિયા, આમ છેક હિંમત હારી જઈને તારા હૃદયને સંતાપ નહીં. ધૈર્ય આણી પાતળા થએલા મનને બોધ આપકે દૈવગતિ પ્રબળછે. મનુષની મનવાંછના ઈશ્વરેચ્છા પાસે નજીવાં ફાંફાંછે. અને જ્યારે કે કટ ફાંફાં મારવાથી કાંઈ લાભ થવાનો નથી, ત્યારે બળાપો તજી દેવાનો યત્ન કર. કેમકે——

## ગીતિ.

સુર્ય શશી ગ્રહ શોભિત, રાહુથકી ઝટ ગળાયછે યોગ્યે;
હળવા કે ફેરવવા, મનુષ બન્યાં નહિ સમર્થ વિધિયોગ્યે.

**જય**૦—પ્રાણનાથ, મારા વિચારમાં એ ભેળસેળ કરી નાખ્યા છતાં પણ મારી કળકળતી આંતરડી તેમ થવા જોરથી આડકાયત કરેછે. મને તલભાર ચેન પડતું નથી. અરે જે વીર પુરૂષોનું હૃદય પ્રાણ ઘાતક બાણનો માર સહન કરવાની કઠોરતા દર્શાવી શકેછે, તેપણ પુત્રના પ્યારના દબાણ તળે દબાવાના લોભની આડે આવતી કઠોરતાનો એકદમ ત્યાગ કરેછે.

વિજય—પ્રિયા જો એ તારૂં બોલવું રજેરજ ખરૂં હોયતો ગુલામગિરિનું નામ શાથી જન્મ પામે ?

જય૦—હા. મને એટલા ઉપરથી ખેદ, સંતાપ, વેદના અને હાયવરાળ થાયછે કે, પ્રથમથીજ મારા બાળ, ખરે નિર્દોષ મારા લાડકવાયા સુતના મુખની તમામ પરવા છોડી, ઘાતકી એ ક્રુર બાપ્ય—સર્વ તર્કવિતર્ક, પ્રલાપ, ને આશારૂપી પ્રકાશિત દીવાનો એક સામટો નાશ કરનાર વેચ—અરે નિર્દય થઇને, ઘાતકી થઇને, કઠોર થઇને, અને લાલચુ થઇને, વેચવાનું સાટું કબૂલ કર્યું હતતો મને જરા શાંતિ વળત.

વિજય૦—યથાર્થછે તારૂં વદવું, મારી પ્રેમશિલ પ્રિયા. કરજનો ભાર ઉપાડવાના કરતાં વેચાણ ખતગી સરત ઉત્તમછે. દેવું કરવું ! અને તે હાનીકારક લોકાચારના ઉત્તેજન માટે? ન્યાતના જૂલમી ધારાના બંધનમાં બંધાવા ? અને વિશેષ કરીએ તો તેના વહેના વમળમાં વલોવાવા માટે ? અરે એટલુંજ નહીં પણ જેના મુખકમળ ઉપર તપોવનના હરિણની નિર્દોષતાએ જપ્રિ બેસારીછે, એવા પ્રિય પુત્રના સુખનું એક સામટું બળિદાન કરવા માટે ? હા. એ કરતાં ઉત્તમછે કે, એવા વિષવાળા ચાલનું ઝડમુળથી છેદન થાય, અને તેનાં ઝીણાં ઝીણાં રજકણ માંટી ભેળાં મળી જાય. તેનો ફાલતો ફાલ સમુળો નાશ પામે. તેમજ તે ઝેરી ચાલના હિમાયતીનાં મેલાં મન પસ્તાવાથી, દયાથી અથવા તો કઠોરતાથી પીગળતાં થાય, એ સારૂ પ્રિયા, હું સાનનું દાન લેનાર ના વર્ગમાં વગોવાયા છતાં, મુર્ખ થઈ કરેલાં કૃત્યનો સોચ કરતો નથી, એમ જણાવવા કરતાં આ નાશવંત દેહની તમામ કાળજી છોડી લોકને બોધ મળવા સારૂ આ તેજસ્વિ અસિની તિક્ષણ ધારથી મારા આત્માનો અંત આણું કે, મારા દોષ પર દયાનુંસિંચન કરવા સર્વકોઈ કૃપાકરે, (મારવા જાયછે તેથી)

જય૦—પણ શરૂઆતમાં આ પરિતાપનું બી રોપવાનો આરોપ જેની હડે સિકર્યો હોય તેને પ્રથમ ન્યાય મળવો જોઇએ, એટલે જગત——

**વિજય૦**– હા, તેથી પણ જગતના નિંદિત બોલ મને મુર્ખ ગણી વગોવશે. પિડાનો અંત આણવાની શક્તિ, માત્ર પોતાનું પોષણ કરવાની અશક્તિનું કારણ આપશે. ખરા હેતુને સંતાડશે. માટે ગમે તેમ થાઓ. દુનિયાનાં દુ:ખની માહેતી મેળવવી, એમાંજ શોભાછે. જે ઠામથી આપણી વેદના વધતી જાયછે, તેને રૂઝાડવા માટે આ પળે આ દેશ ને તેની સારી નરતી પ્રજાને છેલું નમન કરી ત્યાગ કરવો જોઇએ. (જાયછે)

પ્રથમ અંક સમાપ્ત.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો

સ્થળ—જલકપુર. રત્નસારિકાનો મહેલ.

**રત્ન**– સખી, સખી, અહીં આવોતો. જોવાની બહુ મજાછે. હું કયારની એકને એક દ્રષ્ટિથી આ ભ્રમરના મોહની ચેષ્ટા જોયા કરૂંછું, તોયે મને લગારપણ અભાવો થતો નથી. તેમ તેને નથી આવતી કાંઈ શરમકે લજ્જા. (સખિયો આવેછે.)

**શાંતા**– ખરી વાતછે, મારી વ્હાલી હલ્લા, જેનું મન જેમાં પરોવાયછે તેના લખવામાં શરમ લજ્જા કે અભાવાનો બાધ આવતો નથી. મોહ ને શર્મનું સ્થાન આંખછે. તેથી મોહવશ થતાં આંખની ઉપર આડું અંતરપટ પડેછે. અને શરમછે તે આંખનીછે. એટલે પછી શરમ રાખવાનો ભય સેજે જાયછે.

**રત્ન**– નિર્લજપણાનો અપરાધ ઢાંકવાના કારણ માટે આ નિયમ ચડતી પદ્વિ મેળવેછે. સ્વાદિષ્ટ મધના ભોગી ભ્રમર! સ્વચ્છ મધ અને આંબાના મીઠા રસનું સુંબન કરવાની તારી આતુ-

રીના મોટા માનની તારા પ્રિયકર નામની ફરતી ઝાલર લટકાવી લટુકાળો થઈ મધુર વાણીથી ચીડવતો ચીડવતો અહીં તહીં મા'લેછે ખરો, પણ તારી પ્રિયાના વાંકનો ન્યાય આપવામાં, અને વળી તારી સામે પક્ષપાત રાખી ચંચળ તારા માનને વગોવેછે. હા, હા, બરાબરછે. તું પ્રેમના કોમળ બંધનમાં બંધાયોછે. આશા ને ઉત્કંઠના વળથી અંતરાયોછે. પ્યારના લોભથી લોભાયોછે. પ્યાર દરેક પ્રાણીની મરજી ઉપર સતા ચલાવેછે. પ્યારથી નિરંકુશ થવાના તર્ક અંતે હાંસી કરાવવાને કામે લગાડવામાં આવેછે. પ્યાર સુખમાં મિત્ર અને કષ્ટમાં શત્રુની ગરજ સારેછે જ્યારે તું શત્રુરૂપી પ્રબળ પ્યારના સપાટામાં સપડાયોછે, ત્યારે તું દોષપાત્રથા તેમાં નવાઈ નહીં. શાથીકે દોષ દોષવાન કરેછે.

## શ્લોક.

દોષ પ્રિયનો દોલે, ધરવા નહીં દે કરી હઠ પ્યાર,
શાંતિ કર્તા તનમાંછે જેમ, રોગી ને ઉપચાર;
રવિઉજાસ તિમિરટાળેપણ, પ્રીતપ્રકાશ અંજાવે,
દોષ ઉતરવા દે નહીં અંતર, અથવા મિષદર્શાવે.

એ ગમે તેમ હોય તોપણ પછી છેક પ્યારના તાણમાં તણાવું એ તો કાંઈ ઠીક નહીં. માટે લેની હું એને થોડોક ઠપકો આપું, જો ગળે ઉતરે તો.

રાસડો—બાણો તારા ફૂલડાનાં—એ ચાલ.

ધુમે મધરસ આશ નિવારી,
પણ અંતર નહીં ધરનારી,
કયમ વિસારે ન નમેરી રે—ભ્રમર ભુંડા.
કાષ્ટે વંશ કઠિણ પણ કાપે,
કર મનન કમળ સંતાપે,
તોય પ્રીતન કયમ ઉથાપે રે?—લંપટ હઠીલા.

અરે શું તને કોઈની દેખાદેખીની અસરે થતી નથી? બીજાનો વાદ લેવાની ટેવડ ન હોયતો ભલે, પણ તારી ચેષ્ટા કરેછે તેની તો ગણત્રી રાખ.

**રાગ ઉપરનો.**

તરૂ આમ્રને રહે અઢેલી,
બહુ ભાવથી નાગર વેલી,
પણ ધરેન ધ્યાને કેલીરે—જોને વિચારી.
બને નર્મ પિયુને અભાવે,
નમી લચીપડી લલચાવે,
કુંવારી દીલ કકળાવેરે,—દેખી બાળુંહું.
(એકાએક પડી જાયછે.)

**સુરેખા**– (ચોંકીને જોરથી પકડી રાખેછે.)

**રાગ**– ગોકુળ જોવાને—એ ચાલ.

મારી વ્હાલી હલા બનિઆમરે, શાતું ઉચાટ આણી?
છેક બની કેમ બાવરી? મધુર વદતી'તી વાણીરે—શાતું
ચર્ચા કરતાં શું ચર્ચાઈરે? લાગી શું પ્યારની કટાર;
નિર્દય થઈ દાઝી ધરણીએરે, એની થા શુધ્ધ ટટારરે—શાતું
હાંસી કરતાં હસવું કરેરે, એ શું સારીટવ?
મુળ વિકારનું પાદાંનેરે, થા બેઠી તતખેવરે—શાતું
મારકણી ને મદઝરી કયેમ, મીંચાય ઘેરીઆંખ;
દ્વેષી રોષ દીલ ડસ્યોછે? ઈર્ષા શું નહીં સાંખરે—શાતું
મધુર વચનથી મીંઠવેરે, પ્રેમી પ્રાણી શું પ્યાર.
પ્યારપંથ પાર પમાડવારે, પંથી આવ્યો તુજ દ્વારરે.— શાતું
કાંતિની પ્રભા ઝળહળેરે, જાણે બીઝાયા ભાણ;
પાણી ગ્રહણ જલદી કરેરે, રેખા તારી બળવાનરે— શાતું

**રત્ન**– ધૈર્ય આપી શાંતિ પમાડવાની ચાતુરી અને માંમિક-પણ મીઠા મધુર વાણીથી ઉડાવવાની કળાનું પારખું પમાડવાને આજે તને સખી ઠીક તકમળીછે. પ્યારના ઝરતા ઝરણમાં ગાં-ડપણનો વિમાસણનું જોરથી તણાણ થાયછે. તેથી સખી, તારા બોલ મશ્કરીથી વિટળેલા હોય તોપણ તે મને બહુ પ્રિય લાગેછે.

**શાંતા**– મારી વ્હાલી બેન, કાંતો શરમ તને તજતી નથી,

અથવા તો તું શરમને તોડતી નથી. હજુ સુધી તારા મનનો પડદો ઉઘાડતી નથી. તને અહરનિશ ઝંખના થાયછે જે—

**રત્ન**– મારા રાજ્ય પિતા વિધિપુર્વક કન્યાદાન પોતાને હાથે આપવા ઇચ્છેછે તે રાજ્યવળાની રીતિ પ્રમાણે, નવો ચાલ ન ગણાય?

**સુરેખા**–તે વિષે તારે નિર્ભય રહેવાપણુંછે સખી. વિશેષ કરીને વેવિશાળની સરતે તારા પ્રિતમને અહીં પધારવાની જરૂર પાડીછે.

**રત્ન**– હેં! સખી ખરૂં? મારા પ્રિતમના પવિત્ર પગલાંએ આ દેશની જમીન પાવન કરી. એશું ખરીવાતછે?

**સુરેખા**– વધામણીની લાલચે તારા કાન્તની કાંતિનું દર્શન કરી આવનાર દાસીએ હમણાંજ કહ્યુંકે તું તારી જોડમાં ઠરી. જાન આવી. સન્માન ઘણી સારી રીતે કર્યું. તું તારા ગર્વને વારંવાર વખોડતી. પણ તારાજેવી તારૂણીને માટેજ ગર્વને ઉત્તેજન મળેછે, તેની ક્યાં તેને ખબરછે? એની તને માત્ર તારી ફીકરછે, પણ ઇશ્વરને સકળ જગતની ચીંતાછે.

**રત્ન**– પણ ચકોર સજની, દાસીએ કહેલી વાત પુરી કરવા કયેમ વિસરી ગઇ? બોલની બોલની.

**સુરેખા**– હર્ષથી જેનું મન તલ્લિન થયું હોય, તેવાં પ્રાણીનો હર્ષ ખંડિત કરવાને લાંબા પાંચ દિવસની આડ બોલીછે જરાએ?

**રત્ન**– પણ તેમાં કાંઇ તારો દોષ ગણાય નહીં. સુખના ઢગલામાં ઉચાટનાં નજીવાં રજકણ ગણના પામેછે, તોપણ આશાના ઉમંગી ઉજાશમાં વખતનું ઘર્ષણ ઝડપથી થાયછે. પાંચ દિવસતો કાલે ગયા સમજ. સખીઓ આજે માતાના મહેલમાં જવાની મારી ઇચ્છાછે. તમો સાથે આવશો એવી ખાત્રીછે. (પડદો પડેછે.)

---

## પ્રવેશ. ૨ જો.

સ્થળ—મૃગયાક્ષેત્ર.

**સારંગધ્વજ**– ધનુર્વિદ્યા અને મૃગશિકાર એ વીર પુરૂષને મન

નિર્દોષ ગમતછે. નિરપરાધી હરિણનાં પ્રાણ હરવાં એ રાજ્યપુત્રની કીતિની શોભાછે. જેનું મન જન્મથી દયાળુછે, તેને પણ કુળાભ્યાસના માનમાં મરડાવું પડેછે. ધનુર્વિદ્યામાં મેં સારી ખ્યાતી મેળવીછે. મૃગયા રમવાનો શોખ તેથીજ દિન પ્રતિદિન મને વધતો જાયછે. હમેશના કરતાં આજનો શિકાર તો ખરે વિચિત્ર પ્રકારનો હતો. વાહ ! એ ચાલાક મૃગનાં ફરી ફરીને વખાણ કરવાથી મારા ઉરમાં આનંદ ઉભરાવા માંડેછે. હર્ષના રહી રહીને આવતા ઓડકારની તુલના મારા વ્હાલા ઘોડાનાં વખાણન ઘટેછે. વાહ ! શું તારી ઝડપ !

## સ્રગ્ધરાવૃત્ત.

ઉડાડે જ્યેમ ઝીણી, ભુમિપર રજતો, આવતી મેઘ સ્વારી,
ભુમીભીંની કરેછે, ધુળપર પછિથી, છાંટિને પુર્ણવારી ;
ઊડાડે તેમરેણું, અતિ નિજપદથી, દોડતાં વેગકારી,
જાણે દેવી ઉડાડી, રથઅુર કરીએ, મૃગ શીકારધારી— ૧

નહીંતો મૃગ મરવો કઠિણ હતો. તેતો માત્ર એકજ તીરે. (થોડીવાર રહીને) એવા સુખમાં પણ દુનિયાની ઝંઝાળ કષ્ટની કરવતીએ માણસનાં મનઉપર કંટાળાની કોરણી પાડેછે. મન કરતાં તનઉપર બેવડો ફેરફાર કળાયછે. એટલે મનોવૃતિ પારખવાને સુલભ થાયછે. થોડા દિવસથી મારૂં શરીર ગળાતું જાયછે. લોક વાત આખરે સાચી ઠરી. હુ કોઈ ગરીબ માબાપનો પુત્રછું. યુવરાજનું પદતો માત્ર રાજ્યપદ પામનાર રોગિષ્ટ કુંવરને રૂપ ગુણ સંપન્ન રત્નસારિકાને પરણી આપવાની સરતે પામ્યોછું. વચનનાં બંધને બંધાયાથી હું છેક નિરૂપાય બની ગયો છું. હશે. જેવી ઈશ્વરેચ્છા. ભવિષ્યની કોને સમજણછે?

**સારથિ**— યુવરાજ ! રથારૂઢ થાઓ તો ઉતાવળા આપના મંડપ તરફ વળીએ. વાર થઈગયાથી વાટ જોતા હશે.

**સારંગ**— સત્યછે. આ હું રથમાં બેઠો. (બેસેછે) પણ પેલા મૃગને જાળવી રાખ્યોછે કે?

**સારથી**— હા, આયુષ્માન—

## પ્રવેશ ૩ જો.

સ્થળ—કેતુધ્વજ રાજાને મહાલયે નાચની બેઠક.

**કંચનીઓ**- (ગાયછે) **વસંતરૂતુ.**

**રાગ હોરીનું પદ**—રઘુવીરને વિનંતી મારી—એ ચાલ.

પુષ્પ સાથ વસંત વધાવે, વધાવે, સૃજાવે, ખીલાવે,—પુષ્પ—ટેક.
તરૂણ તરૂને તીવ્રને તાજાં, પાન પોશાક પે'રાવે,
રક્ત વરણ શ્વેત લીલાપીળાને, વિટપ વૃક્ષો સજાવે,
વસંતતો હર્ષ વધાવે,——પુષ્પ સાથ—૧
લીલી લચેલી લીલીવેલી, વ્હાલ વ્હેલી ઉપજાવે,
લીલી ધરા બની રંગે રમીને, રાય વસંત ઝુલાવે,
મનોમન ખુશી ખીલાવે—પુષ્પ સાથ—૨
સાડી ઝુલાડી પ્રીતે પ્હેરીને, ભુષણ આપ લેંકાવે,
વૃક્ષોના વિટપ ઊંચા લખીને, લલીત લતા લટકાવે,
પ્રવાસીની પીડ ઝુલાવે—પુષ્પ સાથ—૩
અપરમ ઊંચા અગણિત વૃક્ષો, વાટીકામધ્ય ઓપાવે,
ઉપર પ્રેમી પક્ષી ઠરીને, કંઠ મધુરે કલાવે,
સુણતાં શોક સમાવે,—પુષ્પ સાથ—૪
કામની દૂતીને અચુક અસ્ત્રએ. પ્રેમી તણાં ઉર બાળે,
માનવંતીના માન મુકાવા, કુરૂ કોયલ તલસાવે,
વ્રહતણી વ્રેહ વધાવે—પુષ્પ સાથ—૫
સર્વ સમાન ને સંપ કરીને, પત્રોની પુર્ણી પુરાવે,
પુષ્પ તો માત્ર કિસુડિ નંદેન પાસ તરૂ ખીજવાવે,
વળી નીજ દોષ છુપાવે—પુષ્પ સાથ—૬
ચંપો ચંબેલી જાઈજુઈગુલાબ શું, અંબષ્ટમલિકા જપાવે,
કેતકી મરવો ગુલાબનાગોટા, વાસના સારી મ્હેંકાવે,
લઈ નંદ કંઠે ધરાવે—પુષ્પ સાથ—૭
વાયુ ગતીથી ગમન કરેછે, પુષ્પતો પુરણ ભાવે,
રાજ વસંત તો લીલા રમે તે, પુષ્પથી નૃત નચાવે,
થનંગ થનન પગ પાવે,—પુષ્પ સાથ વસંત વધાવે.—૮

## ખમાચ.

વનવૃક્ષવેલી વાધી ઘણીરે–ટેક
ચંપા ચંપેલી જાઈજુલાઈ;
કેતકી ગોટા ગુલાબીરે. —વનવૃક્ષ.

## ચતરંગ કલ્યાણ.

મનહર ફળફુલ ફાલ્યાંરે, રાય વસંત આવિ, ખીલે ખરે, જાણે અનંગ રાય.—મનહર.

## તિલાનો.

વૃક્ષોવેલા વન વાટિકા, વિધવિધ રંગેજે, દીવ્યમાન અપાર, ઘટા થઈ ચોપાર, તેમાં આશ્રય લે સુખે સદા, સારંગો બહુ, ગાનકરે સો, સાથ શુર, સુર જનનનનનનનન જનન જનન જન.—મનહર.

રાગ માંડ–બીલિદારૂડી–એ ચાલ.

લેખું લાખેણી, લીલા લેખું લાખેણી;
અદ્‌ભુત માયા જરની, લીલા લેખું લાખેણી–ટેક.
અરે રક્ષણતો વેશ્યા કરે. કાપે કંઠ ધરનાર;
શિયળ પાળને ચળે, એ તો મહિમા દ્રવ્યનોસાર–લીલા. ૧
ન્યાય નમાવે નિમતજી, દોષને થાયે પાત્ર;
નરેશ એશ લંપટ બને યાં, ગરીબ દ્રોણજ માત્ર–લીલા. ૨
સ્નેહિ જરૂર રિપુબને, તેમજ શત્રુમિત્ર;
દ્રવ્યપળમાં કરે ઈચ્છિતતે, મનાયરમત વિચિત્ર–લીલા. ૩
શર્મ સુઘડતા અનોપમરાજે; ગુણનિધિ રૂપભંડાર;
ડાહપણપણ પેઠું પૈસામાં, મેંદે તિક્ષગુમાર–લીલા. ૪
કરેઉપયોગ અતર ફુલેલના, મર્દને સાંજ સવાર;
આછાંઆછાં પટકુળ પ્હેરે, તુચ્છ !! પૈસાનો પરિવાર–લીલા. ૫

**દાસ**– (પ્રવેશ કરીને) મહારાજ! મંડપમાં સર્વ તૈયારી થઈ રહીછે, અને લગ્નવિધિના મુહુર્તને માત્ર બે ઘડીની ખોટી છે. (જાયછે વરઘોડો નિકળેછે. વિધિપૂર્વક કન્યાદાન દેવાયછે.)

## પ્રવેશ ૪ થો.

સ્થળ—રાજા ને પ્રધાનને ખાનગી ઘડભાંગ કરવાની જગ્યા.

**કેતુધ્વજ રાજા**— પ્રધાન! તારી યુક્તિથી આટલે લગી તો નિર્વિઘ્ને મારા મનનું માન્યું થયું, પણ હવે પછી શું થશે, તેનું સમાધાન થતું નથી. મારા પેટમાં ફાળ પડેછે કે રખેને તરકટ પકડાઈ આવે. કામ ઘણું વિકટછે.

**તસ્કરસેન**— એમાં વિકટપણું શું ભરાણુંછે? લગ્ન તો થયાં. શયનગૃહ રાજાના મહેલમાં રાખ્યાંછે, એ જરા આપણી અજાણ બ્હાર થયુંછે ખરું, તોપણ ચીંતા નહીં. મેં સારંગધ્વજને એવી એવી આશા દીધીછે કે તેની પાસે સ્ત્રી સુખની અભિલાષ આણેજ નહીં. વળી એ એકવચનીછે એટલે આપણો શ્રમ પુર્ણ સમાપ્તિએ લાવતાં કાંઈ હાની થનાર નથી. સારંગને નિચે બોલાવશું કે તરતજ કુંવરને દાખલ કરી દેશું. વધારે એવું કરશે તો નહીંજ, નહીંતો ગળે પડવુંકે એ સ્ત્રીએ જાદુના બળે આવું નિચ કર્મ આદર્યું. એટલે અર્ધ તાપથી અને બાકી રહેલા વિવેકથી આપણી ઈચ્છા પુર્ણ થશે.

**કેતુધ્વજ**— ચતુર પ્રધાન! તારી યુક્તિની કિંમત અમુલ્યછે. બીજા કોઈને જાણ નહીં થવા દેતાં તારા પ્રપંચને જલદીથી ફળ લાવવાના બોલથી મારી નાશ પામેલી હિંમત પાછી સજીવન થાયછે. પ્રધાન! હું તારા ઉપકારનો આભાર માનું તેની પહેલાં મારા અભિપ્રાયની અજમાયેશ લેવા ભળામણ કરૂંછું કે સારંગધ્વજને આ રાજ્યની સરહદ ઉપર રહેવા દેવામાં આપણું માન ભંગ થવાનો ભય લય પામતો નથી. માટે—

**તસ્કરસેન**— એનો મેં જુદોજ ઘાટ ઘડાવવો ધાર્યોછે. નિર્ભય રહો તેવિષે. પધારો આપ સ્થાને. હું કુંવરને લઈને જાઉંછું. (જુદા પડેછે.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—રત્નસારિકાનું શયનગૃહ.

**રત્નસારિકા**— પ્રાણનાથ! એક કલાકથી કરજોડીને વિનવું-

છું, તોય આપ કેમ ઉત્તર નથી આપતા? એવા કયા દોષની શિક્ષા રંકદાસીને આપની મધુર વાણીની પ્રસાદી પામવા દેતી નથી!

**સારંગધ્વજ**— દોષની શિક્ષા! એવું ખોટું આળ ચડાવે એટલું કઠોર થવા મારા હૃદયને ઘણો વખત જોઈએ.

**રત્ન૦**— ના, મારા શિરછત્ર! પ્રેમશીલ દંપતીના વિલાસ અર્થે પ્યારના લાડમાં ઉછરેલા ઉચ્ચાર ઉચરવામાં નિમિષ માત્ર વખત ગાળવો નહિ જોઈએ. મારા પ્રાણ રક્ષક! આપનું ચિત કયેમ ચિંતાતુર કળાયછે? દાસીને બોલાવતી વખતે અધુરા વાકય કયેમ વાપરોછો? વારંવાર બારી સામું શુંકામ તાકયા કરોછો? ક્ષુધા લાગી હોયતો આ સ્વાદિષ્ટ પકવાન આરોગો. (થાળ ધરેછે તેને તરછોડી નાખેછે.) ત્યારે આ કંચનની શિરોઇમાં શિતળ જળછે તેનું તો પાન કરો. ના શાથી કહોછો? પાણીમાં શું નડતરછે? આજે ઉકળાટ બહુછે, તેથી આપને અકળામણ આવતી હશે, માટે લ્યો હું પંખો કરૂં. (પંખો કરેછે)

**સારંગ૦**— વધારે શ્રમ લેવાછતાં તનના ઉપચાર મનની વેદના વામે એ કેવળ અસંભવિતછે. પ્રિયા!

**રત્ન૦**— યથાર્થ છે, મારા પાલનહાર! ત્યારે આપના ઉંડા ઉદ્વેગના ઉતારમાં પધારો મહારાજ તો સોગઠે રમીએ. (ચોપાટ લઈ આવી પાથરેછે એટલામાં)

**સારંગ૦**—

## સ્રગધરાવૃત.

રૂડાદીસે વળેલા, ખભય તરૂણિના, જોઇતાં ગાંઠવાળી,
છૂપાએલાં જણાએ, સ્તનકઠિણ ઘણાં, અગ્નિનાએ બાળી;
ગુલાબી ગાલગોરા, બનિ શિથિળછતાં, જ્યોત વક્રાભિનેતો,
આંજાવે મુજઆંખો, મધુર પ્રિતિબળે, પ્રેમ પ્રેમી અલેતો— ૧

લગ્નની પવિત્ર વિધિ પ્યાર પ્રગટ કરવાની યાચનાછે, જે પુર્ણ થતાં પ્યાર પોતાની મેળે પ્રિય પ્રિયાનાં અંગમાં ઉત્પન થાયછે.

લગ્નની ગાંઠે ગંઠાયેલી મારી નિર્દોષ અર્ધાંગના પ્રત્યે મારો પ્રેમ મોટા આવેશમાં છલંગો મારેછે. પણ દુર્ભાગ્ય, મારે શિર જે દુ:ખનુ વાદળ છવાયુંછે. તે મને લેશ ચેન પડવા દેતુંનથી. અપકારી થઈ આ કનકવેલીના પ્યારમાં લંપટ થવું કે ઉપકારી થઈ પાપી થવું? એ એક પ્રશ્નછે. લુણહરામ તો થવું નહીં. ત્યારે શું આ નર્મ પુતળીની ફુટતી આશાનાં મુળ ઉખેડીને વેદનાના ભડકામાં હોમવી? અરે! દૈવ!

**રત્ન૦**— પ્રાણનાથ! આ સુંદર પાસાની જોડને આપના કોમળ કરનો સ્પર્શ કરાવવાની વિનંતી સ્વિકારવાને આપ આ રત્ન જડિત આસન ઉપર બિરાજમાન થાઓ.

**સારંગ૦**— કોમલાંગી! એમાં વિનંતી જેવું કાંઈ નથી. (બેસીને પાસાલિછે) પણ આ પાસાથી રમતાં મને લગાર પણ રસ પડશે નહીં. સોગઠાંએ બહુ સારાં નથી. ચોપાટ બનાવતાં વખતની ઝોળ પાડી નથી. સિવાય બીજી અતિશય અપુર્ણતા— (ધ્વનિ આવેછે.)

### ભૈરવનું ધ્રુપદ—જેને જેવું સમજાય—એ ચાલ.

શાંત નહીં રથોધ્ધતા, પોયણીની તાણ જાણી;
ભાવના નિભાવમાંએ, શીતળ શશિ કરે.—શાંત.
પ્યારના દબાણ તળે, દબાયછે પ્રેમીચંદ્ર;
પણ તર્ત આણી સ્મર્ણ, પ્રવાસતો આદરે—શાંત.
સ્વામિ રજનિના ભાવી, અભાવ કરવો ઘટે;
રટે સત્ય નમ્રતાથી, અર્જ કર્ણ તું ધરે—શાંત.
નિમ ચૂકે થઈ વિચારી, કસુર કળાય તારી;
હેતુ માન્ય હિતકારી, કરવા ન વિસરે—શાંત.

**સારંગ૦**—(સ્વગત) નાસી જવાનો એકે રસ્તો નથી. પ્રિયા! તું તારા દાણા ચાલ, એટલામાં હું નિચે પિસાબ કરીને આ આવ્યો.

**રત્ન૦**— ના. મારા માથાના મુગટ, નિચે જવાની કાંઈ જરૂર નથી. જુઓ. (સ્વગત) માન નમાન પણ જરૂર કોઈનું કપટછે.

મારી આંખ ફરકેછે, તેથી લાભ થવો જોઇએ. પરંતુ મારી પૂર્ણ આત્રિછે કે નિશ્ચે દગો-છળભેદ ભવિષ્યના પેટમાં ઘડાઈ ગયોછે, તે મારી સ્થીતિ માઠી કર્યા વિના હરગીસ રહેનાર નથી. (પ્રા-ક્ષન) પ્રાણનાથ, આપ આ પલંગઉપર નિરાંતે બેઠા એટલે હું ચરણ ચાંપું. (ધ્વનિ આવેછે.)

**સારંગ૦**— પ્રિયા, મારે બ્હાર જવુંછે, માટે—

**રત્ન૦**— સિધારો, આ મેં પાણીની ઝારી લીધી.

**સારંગ૦**— મર્યાદા તોડવી મને જરાએ પ્રસંદ નથી. નિર્લજમાં ખપાવવાનો ઢોંગ તે કયેમ પરવડે? આવી હકની પહેલાં સ્ત્રીનું વિશેષ્ય જોડવામાં આવ્યું છે.

**રત્ન૦**— મહારાજ! મારા પ્રથમના મેળાપમાં આપને કચવા-વવા જેવું કૃત્ય કરવાની હામ ભીડું નહીં. દંપતીની મર્યાદામાં એવી અમર્યાદ કાંઈ લેખવામાં આવતી નથી. આપ સિધારો— હું દ્વાર સમિપ ઉભીછું.

**સારંગ૦**— (સ્વગત) છટકી કેમ જવાય એ ધારી શકાતું નથી. (રહીને) પ્રિયા! મને ચકરી આવેછે. લેઆ. (પ્રધાન જોરથી દાખલ થાયછે. એકદમ સારંગધ્વજને પકડી લેછે. તેને રત્નસા-રિકા બાવરી સ્થીતિમાં જોરથી પકડી રાખે છે. ત્યારે પ્રધાન ઘણા નિર્લજ શબ્દ વાપરી જોરથી છોડાવેછે. સારંગધ્વજને ઉપાડી તેને બદલે રોગિષ્ટ કુંવરને દાખલ કરેછે, એટલે રત્નસા-રિકા આવેશમાં આવી છુટો થાળ મારેછે. કોર વાગવાથી પુષ્કળ લોહી નિકળેછે.)

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ:—મોટી બજાર.

**પુનમચંદ**—સાંભળ્યું કે હીરાચંદ ભાઇ? પેલી રત્નસારિકા બાની દેહ ફજેતી થઈ તે.

**હિરાચંદ**—નારે ભાઈ, આપણને તો કાંઇ ખબર નથી. રતન સોરે એવી પકી બઈરી આપણા નગરમાં કોણ મુઇછે?

**પુનમ૦**—વાહરે! હિરાભાઈ તમેતો નથી ખાણના હિરાછો ને શું? રત્ન ચોરનાર નહીં પણ રત્નસારિકા. આપણા રાજાની કુંવરી, જેનાં કાલે લગ્ન ગયાકની? ગઈ રાત્રિએ મોઠી ધામધૂમથી વરઘોડો નિકળ્યો હતો, તે જોયો હતો કે ડોરને ડોર કરવા પધાર્યા હતા.

**હિરા૦**— હં, હં, ઓળખાણ પડી. ધન્ય ભાગ્યછે એવાં જોડાંને. વર બહુ રૂડો.

**પુનમ૦**— ત્યારે કન્યા કયાં કમદીઠી? એતો રૂપરૂપનો અવતારછે, વળી કામણગારી એ માથે ફુમકું; અને જાદુ અને મેલી વિદ્યા જાણનારી એ વળી ગળે ટાંગેલી વાગતી ટોકરી. પણ વારૂ હિરાચંદ ભાઈ આપે એતાબતો જોટ ધારણ કર્યાછે કે જાણે તેજનો અંબાર, પણ દિવસેતો પુરૂં દેખાતું નથી, ત્યારે રાત્રિએ વરને કેવીરીતે નરખી જોયો હતો?

**હિરા૦**— એમાં તે મોઠી શી વાત લાવ્યા? દિવસે બરાબર દેખાતું નથી, તથાપિ રાત્રેતો દીવા જેવું દેખાયછે. અને વળી પથરના ચશ્મા લીધાછેના?

**પુનમ૦**— હા, હા. અજવાળામાં માઠું સુજે, ને અંધારામાં ઝાઝું દેખાય. ઠીક, ઠીક, તમારી આંખતો કહ્યાગરી દેખાયછે.

**હિરા૦**— અરે બધું દેખાયછે. વાત શું હતી તે હવે કહેવા માંડોની ઝટ મારા ભાઈ. વારતે શું કરોછો?

**પુનમ૦**— મિજાજ જરાક થોભી બાંધશો તો કયેમ? કામઠા ભાઈ! (તમાકુની ચપટી લેછે. કોઈ આવેછે તેને આવકાર દેછે) અસલ એમ છેકે વરઘોડો તો માંડવેજ જાય. રાજાને શેનીખોટ? ઠાઠમાઠથી વિધિપૂર્વક કન્યાદાન દીધું, એટલે શયનગૃહની કાણ ચાલી. રાજાની કુંવરી મદનાતો જાણે કુપી. છકેલી તો હોયજ. તેને પરાધિનતા કયેમ ગમે? ત્યારે કુંવરને પોતાની સ્ત્રીની કે એના બાપ રાજાની ઓશીઆળ ખરીકે? કે બાઈડીનો દાબ્યો દુબ્યો પડી રહે. એતો રાજાના કુંવર! કેશરીનાં બચ્યાં. ઘર એનું તો શું થઈ ગયું? કાંઇ હાથ ચાળો કર્યાવિના રહે? કુંવરીને વિદ્યાનું

જોર, એટલે કુંવરને રોગિષ્ટ કરી નાખ્યો. સાચું ખોટું તો ઈશ્વર જાણે. કોણ જોવા ગયું હતું ? રાજાને ઘેર પણ આવા ભવાડાછે.

**સોમચંદ**— પછી કુંવરીના બાપને ખબર પડી. રાજાતે રાજા. પુત્રિ થઈતો શું દેશ ઉજડ થઈ ગયો ? આબરૂ ઉપર વાત આવે ત્યારે શું સાંખી રહે ? તતકાળ આજ્ઞા આપીકે એ હત્યારીને શુળીએ ચડાવીદે. વરના બાપે કાલાવાલા કરીને કહ્યુંકે થયું તે મટવાનું નથી. કર્મની રેખા બળવાનછે. કન્યાને વળાવો એટલે સંપમાં ત્રુટ નપડે.

**હિરા૦**— વાહ ! વાહ ! પછી પછી.

**પુનમ૦**— પછી, પછી શું ? રાજા છેકે મશ્કરી, કે ગણકારે ? એકદમ હુકમ કર્યો કે સવારના આઠ કલાકે કામ ઉકેલી દેવું. ચાલો આવતા હોય તો જોવાની બહુ મજા પડશે.

**હિરા૦**— શુળીએ દે તેમાં તે કોણજાય, ફોકટના કર્મ બાંધવા ?

**પુનમ૦**— એમાંકર્મ શું બંધાઈ જાયછે ? અપરાધીને શુળીએ લટકતો જોવામાં કર્મ કપાળકે લલાટ એમાંનું કશુંએ બંધાતું નથી. (જાયછે)

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ— વધસ્તંભ ક્ષેત્ર.

**રત્નસારિકા**— શુળી પાસે જઇ

### કટાવ.

કોણ ગુણ હેતે ગાશે; ઝાંખી કીર્તિ તુજ થાશે—ટેક.——

નાસ્તિકની બહુ વધતી સંખ્યા, જાણછતાંપિ, અજ્ઞ ગણાઈ, નિયમ તોડી, અને મરોડી, આસ્તિક જનની, કસોટી મિષે, નહીં કસવાને, કળાય એવી, યુક્તિ તારી, સ્વાર્થ ગહનથી, ભેદ ભરેલી, કામ લગાડી, કર કડવાંતું, રંક ભકતને, હલકાં પાડી, આળ ચડાવી. હેત નિવારી, હર્ષ વધારી, રીત નહીં સારી, છતાં માનું પણ, સારી સંતોષ, બુધ્ધિ બળના, ગુણ નહીં છાનાં, દિપે ઝળહળ, જ્યોતસમાતો, પ્રકાશિત જાણે, થયાં હોયની ! છતાં

ગુપ્તએ, અન્યને લાગે, નાસ્તિકપણનાં, તિમિર પટથી, મહિમા એવા, અંતરજેને, વસીરહ્યોછે, તેનું દ્રઢમન, ઉપાય કોટી, કરી મધ્યેથી, છળ નહીં પામે, રવિ વિરામે, હઠથી પૂર્વે. વળી હાની બહુ, ફટફટ કહેસહુ, કલંકકાળું, એથી સારૂં. જીભકરડીને, કુવે પડીને, મરવું કહેપણ, અંતસમે નહીં, ભોળાં થઈને. કષ્ટછતાંપિ, કરે તૈયારી, જીવજોખમની, મનાય સર્વે, પણ મન મારૂં, તલ્લિન થયેલું, અધ્યયન કરવા, પાર ઉતરવા, તણી પરીક્ષા, માટે ન મુકું, ફુટતી આશા, તરૂણાવસ્થા, રંગ ભોગ માટે, જીવને સાટે, કઠિણ શુળીના, તિક્ષણ ફળપર, વિંધાઈ તજવાં, પ્રાણ પાધરાં, ઉલટ ધરીને, સુખ માનીને, દોષ ઉતરવા, અથવા દેવા, અપજશ તુજને, આગળ આખર, પડે પારખું, દ્રષ્ટાંતે કહું, તુજ ન્યાયના, કહેવતછેકે, પાપ નઠારનું, રહે ન અંતે, પણ વણવાંકે, વગોવાઈ જગમાં, પ્રાણ મારા જાશે—ક્રોણ ગુણ તારા ગાશે—

ઢેઢ— બાપજી મોઢે મોઢે ફેર દેખાય. કેટલી બધી ખંધાઇ? ઈશ્વરની અસતુતી કરવાને વાર કીધી જે ઈશ્વરને સંભારે, પણ કજીયાળી બાઇ પરમેશર સંગાતે ઝગડો કરેને શું? પાવડો કોદાળી લઇને ઈશ્વરનું મુળ ખોદવા તૈયાર થએલી જણાય. બધા લોકો ઢેઢ ઢેઢ કહીને નંદે, મારો અવતાર વુસગણે. તો આજે ખબર પાડી દઉંજે રાજાની કુંવરીએ અમને નમે એટલી આબરૂ વેંઢારવી પડેછે કે નહીં? (રત્નસારિકાને) બાઇ તમને કાંઈ બોલાણું નથી, માટે મારો પાડ માનજો, ને બોલાયતો માફ કરજો. કાંયજે રાજાજીએ તો આઠ વાગ્યાની અંદર નિકાલ કરી દેવાને કહેલું, પણ મારી ભલાઈ કાંઇ ઓછી નહીં લખવાય. મેં તમારી વગ રાખી. નવતો વાગી ગયા, હવે મારો રોફ બતાવ્યા વિના રહેનાર નહીં.

**રત્ન૦**—પાપી! જેમ તારી અટકચાળી જીભ સળવળેછે, તેમ શું બકયા કરેછે? રોફની શેખી ગમાર કોની આગળ બતાવેછે? અધમ! (વિચારીને) અરે! આ હું શું લવુંછું? નિચ માણસની સાથે વિવાદ એ શું સારી સમજણ? પોતાના

જીવની ઉપર ક્રુર થયેલ પ્રાણીએ દરેક પ્રાણી ઉપર ઝેરી થવું જોઈએ? નહીં, નહીં, શાંત રહેવું એ સર્વોત્કૃષ્ઠછે.

**ઢેઢ**– હા! હા! હું પાપી, પાપી, પાપી પાપી, અરે હું પાપી પણ મારો બાપ પાપી, છેવટ મારૂં આખું કુટુંબ પાપી. હવે કાંઈછે? પણ તમેતો ચડો શુળીએ એકદાણ, પછી ખબર પડી રહેશે. અધમ છુંકે ગમારછું. ગમે તેવોછું; પણ તમારાં જેવાં અપરાધિઓનું તારણ મારે હાથે થાયછે, એમાં ખોટું શું કહેવાયછે? ઈહવર મુકિત આપેછે તે કોણે જોયુંછે? ને અમે પારવનાને મુકિત આપી દીધીછે તે ઘણાંએ જોએલું હોશે, ને વળી આધું કયાંછે? હમણાં તમને ધામ પોચાડવાંછે, ત્યારે ડોળા ફાડીન જોયા કરવું. જીવગયા પહેલાં આંખ ફુટેછે, તે આવાં હોય તેનો ઉલટ સારૂજતો. ચડો મોટીબા શુળીએ.

**રત્ન**૦– જેવી ઈશ્વરેચ્છા. (પાસે જઈને)

**રાગ ભેરવી**– અપસોસકે તુજે કબ્રમે કિસને સુલાયા–એ ચાલ.

ધરાવર પાપ તે કયાં? ધ્યાનમાં ધરી;
માર્યો ઝેરી માર, વાળ્યો પુંર્ણ સંહાર. ૧
ફુટતી આશા, તરૂણાવસ્થા, તણો નહીં પોકાર;
હાય હાય રે નિર્દોષ, મરૂંછું એ રોષ. ૨
તથાપિ વત્સલ વિલાસઅર્થે, નિંદા થઈ જગમાં;
તેથી મરતાં ન રોષ, હાય હાયછું નિર્દોષ. ૩

**ઢેઢ**– નિરદોષ કે દોષ શુળીના ફળને સરખુંછે. દોષ કરેલો હોય તેને એ ફળ લાગતાં નથી, તેમ નિરદોષ હોય તેને છુટ મળતી નથી. ઘાણામાં ગએલા તલ પીલાવાનાજ. ચડો માનિતાં બા શુળીએ. દયાતો ઘણી આવે, પણ ન્યાય કાંઈ મારા દાદાનોછે?

**રત્ન**૦– જેવી કર્મ રેખાની ગતી. (શુળીને આડીને) ભાઈ! હું તને કરગરી ને કહુંછું કે મારા શરીરને તારા અંગનો સ્પર્શ ન થાય, તે માટે વેગળુ રહેવું. ધર્મસંબંધી વ્હેમની આડ વિવેકની સરખામણામાં આડાશ બતાવેછે, એટલે ઘણાની સાથે સંબં-

ધમાં આવનાર વ્યવહારી અનુભવી માણસ હોયછે; તેને એવી ઝાઝી અસર થતી નથી તે સારૂ કસાયેલા અને કઠોર અધ્યક્ષ વધસ્તંભના કામને યોગ્યછે. જીવને રૂંધામણ ન થાય તેથીએ ઘણો સંતોષ માનિશ. (શુળીની અસર થતી નથી તેથી શોર થઈ રહેછે.) લોકો નિર્દોષ, નિર્દોષ. (શોર થાયછે.)

ઢેઢ– ફરીથી શુળીએ ચડાવાય નહીં, એવો કાયદો રાજાજીએ કરેલો ખરો, પણ એ કાયદાની જરૂર નહીં જાણવાને અમને ખુલે ખુલું કહેલું, ત્યારે અમારો શું ગુનો ? બાપજી.

દુત– (પ્રવેશ કરીને) મહારાજા, પ્રધાન સહિત અહીં પધારનાર છે, જોતા જોતામાં.

રત્ન૦– મરતાં મરતાં ક્રોધે ઘેરાયેલા પરંતુ વ્હાલા પિતાના દર્શનનો લાભ એ મારી દુ:ખી સ્થીતિનાં કષ્ટમાનું વળતરછે. (રાજ્યમંડળ આવતું દેખી શુરમાં ચડી) પાર્થના કરતાં નિયમ પાળવાના હેતુને શ્રેષ્ટ સમજાવનાર ભકતરક્ષક, પ્રજા પાલનહાર, દીનવત્સલ! સ્મર્ણ શક્તિના આભાસમાં સમજણ શક્તિના ભાસે મારા સદાચરણને નિતારી લેતાં, દોષનો આભાસ અરે નજીવો ઓળો આડે આવેલો નહીં, તેવી સ્વચ્છ કીર્તિને ઢાંકવાને પુર્ણતા પામેલું અઘોર કલંક, નર્મ પણ ઉંચ કુળના અભિમાનમાં નિમગ્ન રહેનાર રાજ્ય કુંવરીને શીરે મેઘવૃષ્ટિ તૂલ છવાઈ જતાં, સુભેચ્છક વડિલોની દ્રષ્ટિમાં વગોવાઈ, બળાત્કારી તેના હુમલાની અદેખાઈની અકળામણના આંતરામાં અંતરાઇ, દોષ મુક્ત કરવાને મિષે, મારા વ્હાલા રાજ્ય પિતાના સુમતિ દર્શક નિરપક્ષપાતી ન્યાયના દ્રષ્ટાંતના ઉકરાટની ઉલટમાં પારખું પાડી આપવા, શુળીના તિક્ષણ ફળથી પ્રાણ વર્જવાની સરતની પ્રશંશાને ઉત્તેજન આપનાર, ખરી હઠથી નિર્દોષ, પણ ખરે ખોટી હઠથી દોષિત, અજ્ઞાન બાલકી રત્નસારિકા, ઈશ્વરના ચમત્કારી બંધનથી બંધન મુક્ત થવાને લાયક ઠરી છતાં, આળને સાથે ગાળવાને જેનું અંતર કલંકની ગરમીની હુંફથી એકની એક વ્હાલી પુત્રીના ટપકતા પ્યારની ટાઢ ઉડાડી, ધીક: ધીક: અરે

કઠોર ને છેવટ ઘાતકી થઈ રહ્યું છે તેવા મારા પુજ્ય પિતાની સમક્ષ, તેમનાં અતઃકરણની આજ્ઞા પાળવાના માનને ખાતર, કુળને ડાઘ લગાડનાર આપમાનથી ડર માનનારના ઉચાટનું સમાધાન કરવા માટે, અને અંતે પુત્ર સમ પ્યાર મેળનાર પુત્રીનું મુખ જોઈ પરમસુખ માનનાર જનક જનની એક વખત ફરીથી મિટવાની આશ વેડી લેતાં, દુખણી રત્નસારિકાનું નામ વિસારે પાડવાની લાલચે સર્વ સુખની એક સામગ્રી સમાપ્તિ લાલવાને માટે, અરે એટલુંજ નહીં પણ આ કમકમાટ દેખાવ જોવાને તલસી રહેલ આ મારા સ્વદેશ બંધુઓની ગમત ખિલાવવાને માટે અને છેલે આ સર્વવ્યાપક સર્વશક્તિમાન પરમેશ્વર! મારા નિર્દોષ પણાના વળથી ગંઠાઈ જવાના લાભને માટે, કરગરી કલાવીને મારૂં છેલું નમન ગણાવી, મારી કળકળતી આંતરડીની અપુર્ણ હામ વાળી, વજેલ મારા શીરને વાળી, આ તિક્ષણ ફળની શાક્ષિએ ક્ષણભંગુર દેહનું આમ કઠોર રીતે વળતર કરૂંછું (ફળ છટકી જવાથી કુશળ રહેછે. લોકો નિર્દોષ, નિર્દોષ, મોટો શોર થાયછે. રાજાને પ્રધાન આગળ ધસેછે પ્રધાન સમજાવેછે)

પડદો પડેછે——

અંક ૨ જો સમાપ્ત.

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—વગડો. સારંગધ્વજને વૃક્ષ સાથે બાંધેલો છે.

**સારંગ૦**—વખતના ક્રમણ ચક્રનું ધર્ષણ દરેક પ્રાણીની સ્થીતિનો ફેરફાર કરવાને અહરનિશ વેગવાન કળાયછે બહુમતથી એમ મનાએલુંછે કે દરેક વર્ગનાં પ્રાણી કરતાં મનુષ જાતનાં સુખની સૃષ્ટિ સરજનહારે અતિશય અગત્ય વિચારીછે. વાચાના જ્ઞાનના ઉમેરામાં સમજણશક્તિનો અંશપણ માત્ર એજ માનીતા પ્રાણીના વર્ગમાં વિશેષ વહેંચી દેવામાં આવિલછે. તેમછતાં અંતરવિષેની અટકળ કરનારના વિવાદમાં છુટી પડવાનો માર્ગ એ છેકે એપણ ઈશ્વરની ગહન કળાનું પારખું છે. સ્થાનવિષેનું જ્ઞાન સાનમાં લેતાં સમજણશક્તિ જ્ઞાન તંતુના આધાર અને વગઉપર અઢેલી જોવામાં આવિછે. જેના મગજને કેળવવામાં આવેછે, તેની સમજણશક્તિ ઘસાઈને પારદર્શક થાયછે. દુનિયાની જંજાળની સારી નરતી અસર તેથી ઝલદી તેમજ સ્પષ્ટરીતે થાયછે. એટલે ગમાર કરતાં જ્ઞાનીનું સંસારસુખ ભાગ્યે તુટેલું થાયછે. પોતે પોતાને વખોડેછે. વિચારના ઉંડા અંધકારમાં મારા મનચક્ષુનું તેજ પાડતાં ઝગઝગાટ થવાને બદલે ઝણઝણાટ થાયછે. કંઠમાં ઝુલતી આ વરમાળ સર્પના ડંખનું ભાન કરાવી ટીપે ટીપે મારા લોહીને બાળેછે. (લુગડાં બતાવી) વસ્ત્ર ઉપરની આ ઘોબાશ ટાળવાને કેશરની પીળાશ કરતાં કેશરીયાની ચડતી રતાશના અનુગમા ઉપર મારૂં મન કેવું અણગમો આણેછે હમણાં! કુળવિષેના અભિમાનમાં નિમગ્ન રહેનારને ઠપકો આપનાર વિપરિત મારી સ્થીતિ મારા કરડા ક્રોધને ગાળી ગાળીને ગાળો નાખવાની હામ ભીડેછે. આવા વડાઈના મિથ્યા પાછળથી પસ્તાવો કરવાના શ્રમને ઉત્તેજન આપનારને ભાવ ધરીને નિરખી જોવાને આ પ્રસંગ જેવો અનુકુળછે, તેવો જવલેજ મેળવાય. પણ બંધન મુક્ત કરી ઉપકારી થવાનો ભય લગાડ્યા વિના રહે?

જ્યારે મારી સ્થીતિ વેર બેડેછે ત્યારે. તથાપિ ખચીત્ત વિશેષ તેથી મગ્ન થાઊંછું. નબળી સ્થીતિમાં દુઃખથીજ દિલાસો માનવામાં પોતાના સદ્ગુણની છત ઝલકાયછે. સમુહ થવાથી આ રેશમના તારે મને કેવો બળહિણ કર્યોછે! વિયુકત કર્યાસિવાય બંધન મુકત થવું કઠિણછે. અણીઆળા દાંતને એ કળા નવી શિખવી પડે એમછે નહીં. બંધન ત્રુટ્યું, પણ પાણીનો સ્પર્શ કરી સર્વ પ્યારને સ્વાધિન કરનાર પ્રિયે તારો વિયોગ કઇપ્રકારે તોડાય ? અરે દુર્ભાગ્ય મારા અરે તારા શાહાલ થયા હશે? તેનો વિચાર જ્યારે મારા લક્ષમાં ગોઠવુંછું ત્યારે મારૂં અંતર કાયર પણે દહન થઈ નિસાસા નાખેછે. વેળા વિત્યે વિમાસણ વગર અર્થનીછે, એવા દિલસાની ખુશામતનો હેતુ પૂર્ણ સમાપ્તિએ પહોચાડતાં તારાં છેલી ઘડીનાં મધુર વચનોની કંપના જોરથી અટકાયત્ન કરેછે. પ્રિયે– પ્રિયે–

(જતો રહેછે.)

---

## પ્રવેશ. ૨ જો.

સ્થળ–ઘટાદાર જંગલની વાટ.

**ઉતારૂ**– આહા ! ગાડી કેવી ઉતાવળથી દોડેછે! વેગ મનને સંતોષ ઉપજાવે એવોછે. રસ્તામાં કોઇ ઠેકાણે બેઠી રહેવું પડતુ નથી, તેમછતાં કંટાળો એ આવતો નથી. નહીંતો ઘણા દિવસનો એક સામટો પ્રવાસ સહેજમાજપણ કાયર કર્યા વિના રહે? આજે (સિપાઈને) આપણે ઈલિચ પુરમાં નાસતો કરીશુંની ? આશરે પાંચક ગાઉ દૂર હશે અહીંયાથી.

**સિપાઈ**– હા. પાંચ ગાઉ. એક કલાક બહુછે જો કોઈ અકસ્માત ન નડતો——

**ઉતારૂ**– હેં ! અકસ્માત પોસ્ટની ગાડીને ? કોઈ બની ગએલા બનાવથી આ બિયામણા કથનને વપરાશમાં લીધા કે કલ્પના કરવાની રીત માની એક રીત ગણાવોછો ?

**સિપાઈ**– ઉત્તર તરફની ડાક ઘણી વખત લુટાએલી સાંભ-

ખીછે. પણ અમને નિચું જોવાપણું નથી આવ્યું, પરવતદીગારના પ્રતાપથી. હવેનો રસ્તો ઉતારૂને વસવસો ઉપજાવે એવોછે. પાંચ માઈલની લાંબી વગકારી મજલ ભયાનક જંગલની દટાદાર ઝાડીમાં હરામી લોકોના ત્રાસના દબાણ તળે કાઢવાનીછે. પછીતો ઈશ્વરને ઓળે. ધાસ્તી જેવું બિલકુલ છે નહીં. અમારી ઉમર પુરી થવા આવીછે, આવેજ રસ્તે. ઘોડા ઘણાં બળિયા જોડયાછે, એટલે ઝપ મારેછે. જુવો ઘોડાને દોડવાની ગતિ. (ઘોડા જોરથી દોડેછે. થોડીકવારે અવાજ સંભળાયછે. ઉતારૂ ચોકીને.)

**ઉતારૂ**— અંતરામણની અકળામણથી રૂંધાઈ બળી મરવાના ભયને લીધે ગુસ્સામાં આવેલ મરણીયો દારૂ બળી જવાથી મેઘ ગર્જના સમાન શોર કરી રાવ ખાયછે. તેના ઉપર ઢાંકપિછોડો કરવાને લાંબુ અંતર અન્ય ઉપર ઉપકાર કરવાનું માન મનાવેછે, પરંતુ જેનું ચિત્ત ચિંતાનાં ચિન્તવનમાં ચિકટ થયુંછે, તેને લુટારાની પિસ્તોલનો નજીવો અવાજ કોઈ જાતનો દિલાસો ગણકારવા દેતો નથી.

**સિપાઈ**— ધિરજ ધરો. હજુ લુટારા ઘણા દૂરછે, એટલામાં આપણે યુદ્ધ કળાનું પારખું પાડી આપવાનો લાભ લેવા હથિઆર સજી લઈએ. તિરકામઠાંનો ભારો સમાન્તરે ગોઠવુંછુ. જરૂર તેથી આપણ બંનેને તેઓને ઝેરી માર મારવાને સુલભ પડશે. બિકાળો રસ્તો એટલે હથિઆરની સગવડ રાખવાની કચાશ કરી પાલવે નહીં. આવે વખતે ઓચિંતા ઢબરાઈ જઈએ. રસ્તાછે.

**ઉતારૂ**— જાતિ સ્વભાવ કુળાચારનાં કર્મમાં કોડથી ઉશ્કેરાયછે, એ કહેણી લેશમાત્ર અસત્ય નથી. મારૂં દયાળુ દીલ પલળવાને માટે ઉત્સાહથી કઠોર થતું જાયછે. (લુટારા એકાએક દેખાદેછે. મારામારીમાં જખમી થાયછે. અંતે લુટારા જય પામેછે. ઉતારૂને સિપાઈને પકડી લેછે. બાંધીને.)

**૧ લો ચોર**— તમારી મિલકત ઉપર અમારે જે લુટ લેવી પડીછે, તેને માટે અતઃકરણ પૂર્વક પરિતાપ પામી ક્ષમા માગું છઊં. (શીર નમાવેછે.) તમારી સાથે મારે ઘણાજ સભ્યતા વા-

પરવી જોઈએ, કેમકે સભ્યતા એ મનુષ્યનો શ્રેષ્ટ સદ્‌ગુણ ગણાય છે. (ચોરને) મારા વ્હાલા સ્નેહી, મિઠા વચને વાત કરવાથી પાંચ પૈસા આપી દેવા પડતા નથી. આ મેળવેલી જીતની આ મુલ્યવાન લુટનો અડસટો કાઢવાને ચાલો તે બારીકીથી તપાસીએ પેલી ઘાસવાળી જગા ઉપર.

**૨ જો૦**– જુઓ આ કાગળછે. તેમાં બેહજારની ભલામણ છે.

**૩ જો ચોર**– સારૂં એતો દખીયું થશે. રૂપીયા કેવી રીતે મારી ઉતારવા?

**૧ લો૦**– ફીકર નહીં. એ બધો વિચાર કરવાનું કામ બા તમારૂં નથી.

**૨ જો ચોર**– પણ યાર, (બતાવીને) આ કાગળતો નવિન જાતનોછે. છોકરો તેના પિતાને કરગરીને લખેછે કે તમારી સામે હવે કોઈ દિવસ ખોટું કરનાર નથી. મેં જે વિશ્વાસઘાત કર્યોછે તેને માટે બહુ પસ્તાવો થાયછે. અતિશય સોચ થાય છે માટે ક્ષમા કરવી.

**૪ થો ચોર**– એમાં નવિનપણું શું? આ કાગળતો વાંચો. (બતાવેછે.)

ફાલગુણ શુદ ૫ વાર રવિ.

**પ્રાણપ્રિય અર્કસેના.**

સ્થળ—સંકેતપુર.

પ્રારંભમાં સ્વચ્છ અંત:કરણથી માન્ય કરવું જોઈએ કે મારા નામ ઉપર પ્યારનાં ઓસ (ટીપાં) મુકી મને સુખીની સરખામણીમાં વાદ લેતાં માત્ર શિખવ્યું નથી; ઉપરાંત સારી આશાની આશ તજી પ્રતિકુળ આલોચનાની ખટક મારા ઉરમાં મોટા આવેશમાં ઝપાટા મારતી હતી, તેનું ઘટિત રીતે સાર્થક કર્યું; જેનું સમાધાન થવું વિશેષ કઠિણ હતું સમાનિકા! જો તારા સમાગમનાં અંકૂર ફૂટી નિકળવાને આવી સૌવર્ણ તક સાચવી નહતતો.

મસ અધિરાઇથી દીર્ઘાક્ષી તારો પત્ર ઉકેલી ફરી ફરી વાંચતાં મારા ઘડભાંગ કરતાવિચારને અમર્યાદ નિવૃતિ મળીછે. મને

સ્વપ્નામાં આશા નહોતી કે મારા મનના અભિલાષ સુંદરી તું જાતે પુરા પાડશે. પરંતુ પરમેશ્વરની અપાર કૃપાને લીધે તેમ બની આવ્યું છે. વાહ ! શું લખવાની છટા ! એકેકું વાક્ય અરસ્પરસ વ્હાલની સુચના આપી વિનોદથી વધાવેછે. અક્ષરની સુંદરતા સમજમાં લેતાં સાન્દાશ્ચર્ય થાયછે કે જાણે તારા હાથને કેશરનાં ફુલનો ફાલ આવ્યો હોયની ! ! તારૂણી, તારા લખાણ પરથી તારી સ્થીતિનું મને યથાર્થ ભાન થાયછે. અને તેની ફીકરમાં ઉતરવાની અગત્યછે, પણ વિશેષ ભય રાખવાનું કારણ નથી. તારૂં લખવું યથાર્થછે. માન્ય કરવાની જરૂરછે કે દૈવગતિ પ્રબળછે. તથાપિ ભવિષ્યનો ભેદ પારખવાને સમર્થ થવું કઠિણછે, એમ સમજી મોટા લાભઉપર લોભાવાને પછાડી રહેવું એવો કાંઈ નિયમ નથી. આપણી કરેલી પ્રીતિ મારા પુજ્ય પિતાજી અચૂક સ્વિકારશે, એમ મારી પકી ખાત્રિછે. છતાં હમણાં તે વિચારને ભરઊંઘમાં રાખવાનું કારણ દ્રઢ થતું જાયછે. મારા અભિપ્રાય પ્રમાણે હવે કોઈ જાતનો ઉચાટ રાખવો એ બાળકમતનું પરિણામ.

પ્રિયે ! જેવો તારો પ્યાર નિતરેછે, તેવો સદૈવ અન્યોઅન્ય ટપકતો જોવાને અતિશય ખંતીછું. તો ઈશ્વર તે કામના પૂર્ણ કરશેજ.

લિ. તારા પ્યારમાં ગંઠાએલ પતિના
આશિર્વાદ ઘણા વિનયથી.

૩ જો ચોર—(ત્રીજો કાગળ વાંચીને) વાહરે ! લરખડા તમેતો અલબેલા નરભ્રમરછો. કાળી લાડી સવાશેર સોનું પેહેરે. ફુટડીનો ફંદ ફાંટાદારછે. પુનર્લગ્નથી જગતને કાંઈ જોખમ નથી. વંઠી જાય તેને શું? જેણે મુકી લાજ તેને કાસુંરાજ. માબાપનું લોહી હળવું. માત્ર પોતાના સ્વાર્થ ઉપર નજર રાખવી એતો બહુ ઠીક નહીં.

૧ લો૦—મુકી દોની એ કુથલો. રૂપીયા હોયતે વ્હેલું વ્હેલું આટોપો—

૪ થો૦—શું મારા ભાઈ રૂપિયા રૂપિયા કરોછો ? કૌતકતો બધું અંહીજ ભેગું થયું છેને. મડમ સાહેબ પતિ સાહેબને લખેછે કે હું

વચનથી કબુલ થઊંછું. ભુંડા સોગન ખાઈને કહુંછું કે જો તમેં ઘેર આવશો તો અગાઉની પેઠે હવે મારીશ નહીં. ભાઈના સમજો, વિશ્વાસ ન આવિતો.—બાઈડી પરણવીતો આવીજ પરણવી. ટાકર ખાઈને હળવાને હળવા રહીએ. પછી કોણ કહે કે ભારે—

૧ લો૦—છોડીદોની એ નકામી માફાકુટ. દુનિયામાં કાંઈ રેનહીં. ચીંથરે જડેલ રત્નછે. કાગળો વાંચવાથી મારૂં મન બહુ કચવાયછે, કાઢો એ પીડાને; ને તર્જની આંગળી ઉપર અંગુેા ખખડે એવી વેતરણ કરો એટલે ગમત, ગમત, ગમતને ગમત.

૩ જો૦—હા, ભાઈ એતો સાચે સાચી વાતછે. ઇંદ્રના ઘર રોખું સખતો સોડે પઈસા હોયતો મળે.

૨ જો૦—ઓય ડાહ્યા— (થોડીવારે જાયછે)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—જંગલ.

સારંગધ્વજ ગાતો ગાતો પ્રવેશ કરેછે.

ગજલ સોહેણી.—દાહ ઉઠીછે દુઃખની—એ ચાલ.

રીત પ્રીતની ન્યારી નરદમ, સારી હોયજો નેત્રને;
રહેન વારી દે વિસારી, રૂપ ગુણ વય વિતને—રીત. ૧
સ્થાન નિર્મળ નર્મ નેત્ર, સાચવે પ્રીત કરી એકત્ર;
ન મિંચાય માટે થઈ વિચિત્ર, દુઃખ ઉમેરો એ મને—રીત. ૨
દૃગ દોડાવી જોવું પ્યારી, પ્યાર શુર સાથે ઉમેરી;
વનિતા વિનવું દે નિવારી, દોષ દુભવે દિલ તને—રીત. ૩
થતાં વેળા વિપરીત કાળે, પોતાને દુઃખમાં અફાળે;
વિપરીત બુદ્ધિ વિનાશકાળે, ડંખદે પ્રીત રીતને—રીત. ૪

પ્રેમી પ્રાણીનો પ્રેમધા રૂઝાડવાને આશા કરતાં નિરાશા બળવતરછે, એમ અનુભવે અનુમાન કરવાને મને સુચવ્યુંછે. નિરાશાને મારા પક્ષમાં લઉં તેની પહેલાં સ્વચ્છ દીલથી કબુલ કરૂં કે આશા અમરછે. પ્રેમી પ્રાણીને તેના વિના રજભાર ચાલતું

નથી. લાંબા દિવસની વિરહ વેદના આશાથીજ શાંત પામતી જાયછે. ઇચ્છિતફળ અંતે મેળવી શકાયછે. લાંબા દિવસનાં અટણ ને રટણ આશાનાં ઉમંગમાંજ ગણના પામેલ ગણાવવામાં આવેલછે. નહીંતો શું પરિણામ ઉપજે? તેનો વિચાર તેવા વિચાર કરવાને લાયક થયેલ પુરૂષપણ કરી શકે નહીં. સમાન્તર પ્રીતિના બળથી સિંકરાયેલ પ્રેમી પ્રાણીને આશાનો ગુણ ગ્રહણ કરવાને જેટલું સમજાવવું પડ્યુંછે, તેથી વિશેષ મહેનત નિરાશાનો મહિમા માનવાને મનાવવામાં પડશે. વિરહના સંતાપથી પિડાતો આશાને ખોળે બેસવાથી ધોબીના કુતરાની માફક ઘરનો ને ઘાટનો ટળી જાયછે. તેને ખપથી વધારે ઠપકો આપનાર નિરાશા એકદમ ઠેકાણે આણેછે. પ્રીતનો શોખ હડકાયો થાયતો કડવા ફળ ચાખવા પડેછે. પોતાને અથવા અન્યને હીત થવાની વાતતો વિસારેજ પાડી દેવી જોઇએ. ખરી પ્રીતિ દર્શાવી આપવાથી પ્રતિષ્ટા પામેછે. લગ્નની પવિત્ર રંગભુમિમાં પરણેલ પ્રિયાની પ્રીત જ્યારે મને પ્રેમી થવાને પ્રેરેછે ત્યારે સંતોષ સાથે મને હર્ષ ઉત્પન થાય એમાં શું મોટી મામલતછે? મનની મુંઝવણછે તથાપિ એમકે—

**ભૈરવી**—કરવટીયાં લેનેદે—એ ચાલ.

પ્રિત કસોટીને મિષે, નિયમ કરેલછે નિર્ણયરે—પ્રીત—ટેક.
આતુર અનાતુર, ઉર ભેટવા જ્યાં;
સુખ મળે ન સંયોગે રતીરે————પ્રિત.
પણ— આશ ન મળતા, છતાં મળ્યાં મન;
તો પામે નાશ ભલે તનરે————પ્રિત.

ત્યારે વાર શા શામાટે જોઈએ? (કટાર કાઢી મારવા જાયછે, એટલે લુટારા પકડી લેછે.)

**સારંગ૦**—આ પ્રમાણે અચરત ઉપજાવનાર તમે કોણછો?

**૧ લો૦**—વાહ! જાણેસામો મળ્યો નથી. જાજી લાયરી બીજે બતાવ. ચાલ થા મોઢાગળ. કામ કરીને ઠુંસ નિકળો જાતી. હવે કુંવર

મરવા આવ્યા, એટલે બસ્આજી પુછેછે તમે કોણછો? અમે છઈએ આકાશ પાતાળને પૃથ્વીમાંથી તને ગોતી કાઢનાર શુરવીર નર.

૨ જો૦—હરામી સાથે વાત શી? કરો ધકો મારીને આગળ. હંબ જોઈ શું રહ્યાછો?

સારંગ૦—બાયલા આવાં શુરાતનની શેખી કરતાં હશો. એક વખત છોડો પછી તમારી હુશાયારી વદું—

૪ થો૦—વદી શું મરવાનો હતો વળીતું.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—રત્નસારિકાનો મહેલ.

રત્નસારિકા—(જબકી ઉઠીને)

સિતાજીના મહિનાનો રાગ.

ફરે દિવસને આખીરાત, ચોકી ફરતી મ્હેલની;
છતાં કેમ કર્યોરે પ્રવેશ, શંકા ટળવી સ્હેલ નહીં. ૧
જેણે તરછોડી છોડી છેક, તે ટેક ટકે વિશેક;
સારૂ નિશ્ચે થાય કઠોર, ભલે હોય નમ્રનેક. ૨
થાય આડા મોટા ધરી હઠ, મમત મુકે નહીં;
કરે વિનાશ હાની અપાર, દ્વેષે સમજણગ્રહી. ૩
અભય વાડ તેગી થાયે ધાડ, કરે રાડ કયાં ફરી;
એવી સમજણ ધરતાં ધ્યાન, અસર ઉપજે આકરી. ૪
શકે નિભાવી નજો લગાર, તો રાત્રિની વાત શી?
સુતાં સ્વપ્ન કે જાગૃત તર્ત, કહે અંતર વસી. ૫

(ધ્વનિ આવેછે. તે સાંભળેછે.)

રાગ શામકલ્યાણ.

રજનિ રીસાઇને, થયોછે ઉજાશ;
થયોછે ઉજાશ, જાગોની શ્વાસ......રજનિ.
નિશા પીડાતે, નીરૂ નિવારી;
ઉભાં ધરી છત્ર, કમળ તે સાટે...રજનિ. (બંધ થાયછે)

**રત્નસારિકા**— કાનને મિઠાશ ઉપજાવનાર આ મધુર સ્વર કોઈ સુઘડ સ્ત્રીનોછે. મિઠી નિદ્રાનો એકાએક વધ્ન ન થાય તે સારૂ ધીમે ધીમે ઉંઘને વિનોદ પમાડવાની લાલચ્ આપી પોતાના પતિને જગાડેછે. કેવાં છે તેનાં સુભાગ્ય કે પોતાના પતિને સુખ આપવાની રીતનો આવી રૂડીરીતે ઉપભોગ કરવાનો લાવો લેછે. અરે દૈવ એવી લાણ તે કયા પ્રકારે લઈશ? આ દુનિયાં દુઃખથી ભરેલછે. દુનિયાનાં દુઃખનો અનુભવ મેળવતાં કાયર મનને યોગ્ય સંગીના આશ્રયની જરૂરછે. મન મળતાં આવવાની સગવડ સારૂ પ્યારનો મહિમાં પુષ્કળ ચડેછે. પ્યાર પ્રગટ થતાં સ્ત્રી પુરૂષનાં દીલ સજડ જોડાઇ જાયછે. તપાસી જોવા સારૂ અગ્નિ દેવની આંચ દેવામાં આવી હતી. તે મારા વ્હાલા પ્રિતમ વિસરી જઈ મને કેમ વિયોગી કરી? આપની અકળામણે મને જાણિતી કરી હતી કે નહિ નિવારી શકાય એવું કષ્ટ તમારે શિર આવ્યું હતું. ભાગ પાડી દેવાને ઘણાંએ કાલાવાલા કર્યા, પણ મારા નશિબના બળે વધતી જતી ચિંતાએ તમને કાંઈ સુજકોજ પડવા દીધો નહીં. માઠી સ્થીતિએ મારી ઢેઠ ફજેતી કરવામાં જરાએ કોશીર રાખી હોય ત્યારેના! મરતાં મરતાં બચી એમ હૈયે ધારણ રાખીને કહું, પણ ઉલટું તે ઓલામાંથી નિકળી ચુલામાં પડવા સરીખું ગણાય. જેના ઉપર સ્ત્રીનાં જીવતરનો આધારછે, તેના વિના જીવવામાં સુખ માનવુ. એ અધમનું લક્ષણછે. પણ આશાના વ્હાલા દિલાસાથી પરિપુર્ણ હું છેતરાઉં છઉં, નહિતો કયારની કમળ પુજા થઈ ગઈ હોત. આળ ઉતર્યું તો વિયોગની ઝાળ તુટવાને કરે ઈશ્વર તો કેટલીવાર?

**દાસી**— પધારોની બા સાહેબ દાતણ કરવા. એટલે અગોળની તૈયારી કરૂં. (શાંતા પ્રવેશ કરેછે.)

**રત્ન**૦— જા દાસી ત્યાં હું આ આવીજાણ. (જાયછે એટલે) સખી! શિયાળાની ઉદ્યમી લાંબી રાત તો ઉંઘ આળસમાં જેમ તેમ કાઢું છું, પણ ટુંકા દિવસ તો કયેમે કર્યા જતા નથી. અકળામણ ઓછી થાત નહીં જો મારા ચતુર શિરોમણી નાથે હ-

સ્તમેલાપ કરતી વખતે વિંટી બદલવાની નિપુણતા ન દર્શાવી હતતો. બિલકુલ તે વખતે તો મને ખબરજ પડી નહીં.

**શાંતા**—સુજ્ઞ પ્રધાને રાજ્ય પિતાનો રોષ ઉતારવાને જ્યારે છળ વિષે ઈસારો કર્યો, ત્યારે શાક્ષિ પુરવાને યોગ્ય થએલ નાજુક વિંટી ઉપર એકાએક—

**રત્ન૦**— મારી નજર પડી. આખરે અપવાદ ઉતાર્યો. સારંગધ્વજ! વિંટીમાં કોતરાઈ મને સુખી કરી, ત્યારે મારા હૃદયને કોતરી દુઃખી કરવી એ કયા પ્રકારની ઉદારતા! તારૂં શિતળ નામ જેવું ગળ્યું લાગેછે, તેવીજ મિઠી વ્હાલી મુદ્રિકા તું લાગતાં હેત દેખાડવા ચુમી લેવાની બહુ બહુ વાર ઈચ્છા થાયછે. (ચુમી લેવા જાયછે) હા. તારા લોપ થવાથી તારી વતીનું છલકાઈ જતું હેત આ તારી વ્હાલી તર્જની માટે ઈલાયદુ રાખુંછું. (ચુમી લેછે) મારા પ્રાણનાથના વિરહ માટે તેમના ભાવની અર્પણ કરેલી વસ્તુ ઉપર સંતોષ વાળવાની ગરજ ગણી. પણ તને વિસારે પાડવાનું પરવડે એમ નથી લેશમાત્રપણ. તપાસ કરવાને કોઈ જાતની તંગાશ નથી પડી છતાંએ કાંઈ ભાળ નથી મળી અદ્યાપિ સુધી, તેનું શું કારણ હશે?

**દાસી**— બા સાહેબ ઉઠોની, પાણીતો ઠરી જવા આવ્યું ને કાંઈ ઠેકાણું નથી. માતા પાસે જવાનું છે એમ રાત્રિએ કહેતાં હતાં તે શું નથી જાવું?

**રત્ન૦**— દાસી, હું મારી મેળે નાઈશ. તું જાની બાપુ વળી ફરીથી જેઓને એ માટે પિતાજીએ આજ્ઞા કરીછે તેમની પાસે. ઝવેરી લોકોને ખરાવી ખરાવીને કહેજે. પાકી ભલામણ દેવી. શાથીકે કિંમત માત્ર નામનીજછે. જાજા બાપુ સિધાવ, બેન સિધાવ ઉતાવળે. (જાયછે.) શાંતા, ચાલતો. તારા વિના ગોઠતું નથી.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—રાજમાર્ગ.

**દાસી**—(આવતાં) અપદશા રત્નસારિકા બાની કોણ જાણે

કયા ચોઘડીયામાં બેઠીછે, તે કાંઈકને કાંઈક નડતુંને નડતુંજ. ચિઠી ઓળખાણીતો એક સાથે બે મળી, તેમાની એકતો પ્રધાનની સ્ત્રીની બેનની પાસેથી. ઝવેરી અને સિપાઈએ ખરી વાત મનાવવાને શિરજોરી વાપરી એવા સમાચાર સાંભળી પ્રધાનજી જાતે છોડવવા આવ્યા.

૨ જી દાસી– તેમની સમક્ષ બા સાહેબની અકલવંત વડી દાસીએ ખબર આપી કે ખોવાયલી ચિઠી મ્હેલમાથી મળી આવીછે. પ્રધાન સાંભળી સંતોષ પામ્યા; અને ખુશી થયા શીરજોરી વાપરનારને કડવા કથનથી ઠપકો આપવાની સારી તક મળી જાણીને. પ્રધાન બહુ શાણાછે, તેથી ચિંતાતો નથી રત્નસારિકાબાને વધારે. પણ જો સ્ત્રી આડું અવળું વેર શોધેતો નજીવી ખટક ખટકે ખરી. (બતાવીને) લોકોનાં આ ટોળેટોળાં કયા ઉમંગને આધિન થઈ ઉતાવળે ક્યાં દોડયાં જાયછે તે પુછી લેની.

૧ લી દાસી– ભાઈઓ કૃપા કરી તમારા દોડી જવાના હર્ષને સંક્ષેપમાં વિસ્તારશો ?

એકજણ– એમાં શું વિશષ ? આપણા પ્રધાનની સ્ત્રીને પિયેરથી અહીં આવતાં રસ્તામાં લુટારાએ લુટી, ને ઘણુંજ કષ્ટ આપ્યું. છુટી જવાની બારી તે જંગલમાં કોણ પડાવે ? તોપણ દૈવગતિ ન્યારીછે. લાગ મળવાથી તે નાસી આવી. પ્રધાને એ પાપી લોકોનું કાસળ કાઢવા પછાડી ઘણું ઘણું કર્યું. આખરે સિપાઈઓની મહેનત ફળી. એ લોકો કબૂલ કરતા ગયા. પેલી ડાકની ગાડી લુટાઈ હતી તે સુધ્ધાંત. હવે ન્યાય એમ કહેછે કે તમે સઘળા લટકો લાકડે. (જાયછે)

૧ લી દાસી– મોટા લોકને દુઃખ પડેતોજ ગરીબના દળીદ્ર ફીટે. પ્રજાની દાઝ પ્રધાનના મનમાં આટલો શોખ ઉપજાવત નહીં. સ્ત્રીના શબ્દો શકદારછે. જેનાં ઘરમાં સ્ત્રીનું વધારે ઉપજતું હોય અને બહુ ડાહ્યલી થઈને ઘુમતી હોય, તેને એક સળગતી અંગીઠીછે છાતી કને. પ્રધાનજી ચતુરછે, એટલે કાંઈ હરકત નથી રત્નસારિકા બા વાટ જોતાં હશે.

૨ દાસી– તેને થોડીજ ખબર હશે કે અંહીઆ મોટી ફોજ સોરી કુટાયછે. વખત ઘણો થઇ ગયોછે. ચાલો જલદી સર્વે વાતથી જાણિતાં કરીએ. જાયછે.

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—પ્રધાનજીનું દિવાનખાનું

**પ્રધાન**– કુંવરીની ખોવાયલી વિંટીતો મળી આવી, અને તેને બરાબર મળતી આવતી મુદ્રિકા જયસેના પાસેથી નિકળી. આ ઉપરથી સિદ્ધ થાયછે કે કુંવરી અને જયસેના વચ્ચેનું જાડાએલ સગપણ પ્રગટ થશે. શક લાવવા જેવું વિશેષતો નથી રહ્યું, તો-પણ ઉતાવળે કદાચ હાનિ થાય. બરાબર મને સ્મર્ણછે કે મુંદડી ઉપર નામ સાથે દમનપુર ગામનો ઉમેરો કર્યો હતો. પ્રસંગ અનુકુળ આવવાને થોડીક વારછે. યોગ્ય સમયના જોરને યાંત્રિક કળાની શક્તિ લગાડવામાં આવેલી ગણાયછે. લાગે કાષ્ટ સ્હેલથી ભંગાય. સૌ વખતે સારૂ થશે. ઇશ્વરગતિ બળવાનછે.

**કમળપ્રભા**– (પ્રવેશ કરીને) પ્રાણનાથ! વિનંતિ કરવાની છે જો આજ્ઞા હોયતો.

**પ્રધાન**– હા. સુખેથી જો અર્જનો હેતુ રાવ ખાવાના તરંગમાં ન સમાયો હોયતો.

**કમળપ્રભા**– એટલે મારા શિરછત્ર ?

**પ્રધાન**– એટલે કે તમારા મનોભાવ હું પ્રથમથી સમજી ગયેલછું. ખોટી ખુશામત કરી મને ઝેરી કરવાનું તને કારણ નથી. કુંવરીની અધિરાઈથી તમારી બેન જયસેનાને સહન કરવું પડ્યું, તેનો તમામ દોષ તેમના ઉપર મુકવો વાસ્તવિક નથી.

**કમળપ્રભા**– મારે પણ એજ કહેવાનું હતું મારા પ્રાણરક્ષક. અને વિશેષ એકે મને બાગી ચીઠી મળીછે. રીસને તરછોડવાની નમ્રતાથી સુચના કરેછે. સાથે વળી લુટારાની સ્થિતિ જોવા સારૂ જોડે જવાને તેડવા આવવા માટે આમંત્રણ કરેછે. કેમ વ્હાલા? જેના ઉપર ખાર હોય તેને દુઃખમાં દબાતો જોવામાંએ સુખનો

સમાગમ થાયછે, તોપણ કમકમાટ ઉપજે એવી દશા થતી ભાળી દયાનું સિંચન કરવાને બની આવે તેટલાજ માટે આગ્ના આપશો કુંવરી સાથે જવાની?

**પ્રધાન**— દુષ્ટ લોકોને છચોક શિક્ષા કરવાથી અન્યપર ત્રાસ બેસાડી શકાયછે. અપરાધ તેથી ઓછા થાયછે. તેને મળતા તારા આગ્રહને અટકાવવાને નિરૂપાયછું પ્રિયે! તમે જયસેના સાથ જાઓ ત્વરાથી રત્નસારિકાને મહાલયે. અમે રસ્તામાં વાટ જોઈ શું. મહારાજાની સ્વારીપણ ત્યાંજ ખોટી થવાનીછે. (ઠરાવ પ્રમાણે માર્ગમાં વાટ જુએછે, પછી ત્યાંથી ગમન કરેછે.)

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ–વેરાનઃ અપરાધી અને લોકાનું ટોળુ રાજ્યમંડળ સહિત.

**સારંગધ્વજ**— (ફાંસીસમિપ જઈને) પ્રથમ મને ચડવાદો પહેલાં મને મરવાદો.

**ચમાર**— હોવે આવ ઓરો. તું એ તારા કોડ પુરા કરી લે. વળી નહીંતો અબળખા રહી જશે. ઘડીકની ગમતછે તો શીદને કાજે ચુકીએ?

**સારંગ०**— વાસ્તવિક છે. તથાપિ

### શિખિરિણીવૃત.

ભણે ભાષા ભારી, શ્રમ કરિ પછી નિપુણ બને,
રચે ગ્રંથો ખંતે, ભરિ રસિક શૈલી સ્થિર મને;
અલંકારો આણે, ભિન ભિન પ્રસંગે વિષયને,
તથાપિ એનાએ, ગણિ અભિન તેને ભિનગણે. ૧
ગ્રહે શિક્ષા માટે, જગત રચના આગળ ધરી,
સૃજાવ્યાં સૃષ્ટિમાં, અમિત જીવ ધારી ફરિ ફરી;
જણાએ જોતામાં, ગહન ગતિની પદ્ધતિ ભલી,
શકેના મીંઢાવ્યે, મનુષ મુખનું અંતર કળી. ૨

સર્વ શકિતમાન વિભુ! પુનરૂકિત દોષનો તને બહુ કંટાળોછે. મનુષ મુખના સમુદાયના જુદાપણામાં એ દોષને તેં બિલકુલ

ફાવવા દીધો નથી. તેમ છતાં ફરી ફરીને મારા ઉપર કષ્ટ પડેછે. નિયમને આંચ તેથી નથી આવતી એમ સમજવું જરા વધારે વિચારવા જેવુંછે. જે અપરાધને માટે દોષિત ઠરાવેલછે, તેથી હું તમામ અજાણ્યોછું. જાણિતો માત્ર આ પ્રાણભેદક ફાંસીને લાકડે લટકીને થવાનુંછે. થોડીજ ચિંતાછે વગર વાંકે માર્યું જવું પડેછે તોપણ. તોપણ આ વિંટીનો ચોર પ્રસિદ્ધ થઈ, નિર્દય તેની શિક્ષા ખમવાને મારા સંતોષનું સાર્થક સારત. પાપી માણસનું પાપ ફુટી નિકળવું જોઈએ, એ મને પડતાં દુઃખની હોંસમા માનવાને મારી કિંચિતમાત્ર પણ ના નથી. (વિંટી સામું જુએછે.)

**જયસેના**— કમળપ્રભા બેન! નાને નાનપણ બિચારાને મરી જવાનું કર્મમાં લખ્યું હશે. તેથીજ ચોરી શિવાય બીજું પસંદ નહીં પડ્યું હોય. આયુષની દોરી તુટે તે કોણ સાંધે? મને બહુ દયાઆવેછે. અરે! મારા બાળનું કોણ જાણે શું થયું હશે. અણસાર મળતી આવવાને લીધે તેની પતીનો સઘળો પ્યાર ધસડાઇ જાયછે.

**રત્નસારિકા**— માતા જુઓતો! કાંતિનું તેજ તો માનવી કરતાં અતિશે પ્રકાશેછે. મુકાઇ જતા નિસાસા ઉપરથી એનું હૃદય પોચુંછે એમ કળાતું નથી શું? આવા કોમળ હૃદયના પ્રાણી લુટનો ધંધો શું કરીશકવાના હતા? આયુષથી કંટાળી એટલું દુઃખ ફુટી નિકળવાની બાકી રહી હશે, માટે એ દયાને પાત્ર થએલ છે, નહીંતો એની આંખમાં કેટલા સદ્ગુણ ઝળકે છે? જાણે રોષે ભરાયેલો બીજો આદિત.

**વિદ્યુતલતા**— પુત્રી, શાંત થઇને સાંભળતો ઠીક. જો ઘણા ઉંડા વિચારમાંથી નિકળી એ બોલવાનું મન કરેછે.

**સારંગ૦**— નિર્દય માણસનો જગતમાં ક્યાં ટોટોછે? જેના નિર્દોષ નામની આસપાસ કોમળતા વિંટળાઈ વળીછે, તેનું નામ (ચાવી ચાવીને) ર-ત્ન-સા-રિ-કા.

**રત્ન૦**— પિતા! માતા! જો મને સુખી કરવી હોય, જો મને દુઃખના ઉંડા ખાડામાંથી કાઢવી હોયતો તે દયાળુ, કૃપાળુ રાજ—

ર્યિનો વધ કરવાની આજ્ઞા પાછી એચી લો. હા. મને બરાબર સ્મર્ણછે. નિશ્ચય. નિશ્ચય તેજ મારો સારંગ, ચંદ્રછે માતા!

**વિદ્યુતલા**– પુત્રિ શાંતથા. ચિરંજનાં કામ મીઠાંછે. આમ છેક બાવરી શાદને બનેછે? તારી ઇચ્છા પ્રમાણે ન થાયને બોલતી હોયતો પ્રમાણ–

**રત્ન૦**– પ્રમાણ? પ્રમાણ કોઈ જાતનું શોધવું નથી. મારા નિર્મળ મનનો પરિપુર્ણ વિશ્વાસછે.

**રાજા**– બંધન મુક્ત કરો એ ભાગ્યશાળીને; અને આસન આપો અહીં બેસવાને. (બેસેછે)

**પ્રધાન**– તમારૂં રક્ષણ કરનાર એ મુદ્રિકાની માલિકી સિદ્ધ કરી અમારા શકનું નિવારણ કરશો તો—

**સારંગ૦**– દોષિત છતાં ખરી વાત સંતાડવાની મને શરમ આવવી જોઈએ. અને લજ્જા લાગવી જોઈએ લગ્નની ગાંઠે ગંઠાઈ જવાની એંધાણી સારૂ આ કિંમતી તર્જનીની ચોરી—

**પ્રધાન**– વિશેષ એંધાણીની ગરજ ગણવામાં આવિતો—

**સારંગ૦**– શયનગૃહમાં પુર્ણ જોગવાઈ મળી હતી (કહેછે) પછીથી જેને કષ્ટ પડેલછે તેની સાથે પસ્તાવો ખેદ અને તર્ક વિતર્કની ઉમેરણી મારી સર્વ શુધ્ધીનો ત્યાગ કરાવેછે. મારા સચેત શરીરનું બાકી રહેલું ચેત લય પામવાનો તૈયારી થશે. આહા? જો.

**માલિનિવૃત.**

સમુખિ સમુખ હિની, આડ વંકું તથાપિ,
દિલ નહિ દુખ ધૂરે, આણ શું છેક લોભી;
પણ ગ્રહણ છુટ્યેથી, સ્વલ્પમાં લે પ્રમાણી,
ગ્રહણ ઝટ કરેછે, રોહિણી કાંત જાણી. ૧

**રત્ન૦**– નહીં, મારા શિરછત્ર! આણ લાગવાનું કોઈ જાતનું કારણ નથી. (ભેટેછે)

**રાજા**– પ્રધાન! આજેના આનંદની ખુશાલીમાં સર્વે અપરાધીને જીવતદાન આપવાને આજ્ઞા કરવાને સુચના કરૂં છું.

૩ જો અંક સમાપ્ત.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—રત્નસારિકાનું શયનગૃહ.

**રત્નસારિકા**— પ્રાણનાથ, ઘણા દિવસથી હું વિચારના કૃત્ત ઘેરાવમાં અટવાયા કરૂંછું. બનતાંસુધી તકરારી પ્રશ્નનું છેવટ માર્ગી મેળે લાવવાનું નક્કી કર્યું હતું. છતા વધતા જતા કંટાળાથી આજે મારા હૃદયને ખાલી કરવાનો સમય નિકટ આવ્યો હોયની એવો ભાસ થાયછે. ઉપર ઉપરથી તપાસી જવું સુતરૂં છેકે દરેક જાતના પ્રાણી કરતાં મનુષ્યવર્ગને શ્રેષ્ટ સ્થાપવાને એકે જાતના સાધનની ઓછ રહેવા દીધી નથી. ખરૂં વિચારતાં એ અછતની ખોટ પરિણામે કડવાશ કરેછે. માનવી—

**સારંગધ્વજ**—સમજી શકેછેકે બીજા વર્ગના પ્રમાણમાં જેટલા તે શિખરે પહોંચેલછે, તેટલીજ ટોચ ઉપરથી રડવડતા જગત જંજાળ ઉપર પડવાનુંછે. એ—

**રત્ન**૦— એ ખરૂંકે ખોટું? ખરૂં હોયતો માનવી સુખીકે દુ:ખી?

**સારંગ**૦— સુંદરી! તારો પ્રશ્ન ઘણો માર્મિકછે. આ સૃષ્ટિનો ચળકાટ જ્ઞાનની આંખે નિરંતર નિસ્તેજ કળાયછે. દ્રવ્ય લજ્જાની તૃષ્ણાથી છળ કપટ પ્રપંચને આ દુનિયાનાં ખરાં સુખનાં ઉત્તમ સાધનનું રૂપ આપવામાં આવે, ત્યારે ખુલાસો કરવાનો શો ઉચાટ રહેકે માણસ દુ:ખીછે.

**રત્ન**૦— પતરાજી કરનાર—

**સારંગ**૦— એવડા ઢોંગી હોય ત્યારેજ લાંબું ટકૂ ચાલેછે. રડચું ખડચું પૂર્વજનો ખેડના ઉદયે ગુણિયલના સમાગમે ઠેકાણેસર થવાને યોગ્ય થાયતો તેને છટકાવવાને કામ, લોભ, મોહ, નિંદા, મત્સર શું ઓછાં પંકાએલછે પ્રિયા?

**રત્ન**૦—સુખ કરતાં દુ:ખની અસર ઉતાવળે થાયછે, તે ચોક્સ નિયમને અનુસરતું કારણછે એમ ગણાવી શકાયકે વ્યર્થ?

**સા**૦— સુખ અને દુ:ખ એ મનોવૃતિ ઉપર આધાર રાખેછે.

મનનો વ્યવહાર મગજની સાથે મનમાનતો છે. વ્યાધીને સાચવી લેવાની ભલામણ સ્વિકારવામાં આવીતો આધી ટાળવાને માત્ર સંતોષનીજ ઓશિઆળ વેઠવી પડેછે. સંતોષથી દુ:ખ ઢંકાઈ જાયછે. સુખ ખિલી ઉઠેછે. રૂડાપ્રતાપ સંતોષના સમજે તો તેને પુષ્કળ ધર્મ થાયછે એમ કહેવાને કોણ ના પાડેછે ?

**રત્ન૦**—ધર્મવિષેનો બોધ મને બહુ પ્રિયછે, જો આપ શ્રમ—

**સારંગ૦**—પ્રિયા ! એમાં શ્રમ જેવું કાંઈ નથી. સાંભળ એ હિતકારી હવાલાને તારા હૃદયમાં ભંડારી રાખવા માટે. "એક ગામ જવાને ઘણા રસ્તા હોય. પછી કોઈ લાંબો કે ટુંકો, વિકટ અથવા ધોરી. ગમે તેમ પણ વ્હેલાં મોડાં તે શેહેર પહોંચાય એતો ખાત્રી. તેમ ધર્મના પંથ જુદા જુદા હોય તોપણ આખરે સરખુંજ. કાંટાદાર માણસને કાંટાનો ફંદફાટી નિકળેછે. ભ્રમર—

**રત્ન૦**—ભ્રમર કેતકીને લેવા દેવા વગર કાંટાના કષ્ટનો અનુભવ લેવો પડેછે. નડતર કાંટાની હોયતો—

**સારંગ૦**—પાર ઉતાર્યે મરોડ દૂર થાય. સત્યતા દરેક ધર્મમાંછે. મૂળ ધર્મ સ્થાપનાર ડાહપણથી ભરપુર હતા. ગોટાળોમાત્ર મતભેદને વધઘટ થતાં પછીથી. સારસાર ગ્રહણ કરવો એ વિવેકી પ્રજાનો ખરો ધર્મછે. ખરાં અથવા ખોટાં વખાણ કરવાથી આપણા ઉપર તેનો પ્યાર મેળવી શકાયછે, તેમજ ખુશામત કરવાની તક ખોવાથી કડવાં ફળ ચાખવાં પડેછે, એ ન્યાયની નરમાશમાં ભુલ ભરેલુંછે. પાણી જગતનું પોષણ કરનારછે માટે પ્રાર્થના કર્યાવિના ચાખે નહીં એમ પ્રાર્થનામાળામાં લખ્યું હોયતો તે હસવા જેવી વાતછે. એમપણ ઘણાંક માનેછે. કપાળે કપાળે મતિ ફેર હોયછે. ઉપકારનો બદલો વાળવાને જે ગુણચોર થાયછે, તે નર્કને પાત્રછે. આહા! પરમેશ્વર તુંતો પરમેશ્વરજછો!! કેવા તારા નિયમછે! અને તે પળાવવામાં તારો કેટલો બધો આદર! પોતાના કરતાં નિયમની શક્તિનો કેટલો વધારો !

**રત્ન૦**—મહારાજ! અમિત શક્તિ ધારણ કરનાર નિયમની છાયા કોની ઉપર વળેલી દીઠામાં આવેછે.

**સા૦**— નીતિથી ચાલનાર, શિયળ પાળનાર, સુધર્મ આચરનાર, દયા પાળનાર ઈત્યાદિપર સદૈવ અખંડ ઉજાશ પાડેછે. તરતનો અનુભવ મુકી કરોડનાં સ્વપ્નાપર કોણ વિશ્વાસ રાખે? સ્ત્રીને પોતાના પતિની——

**રત્ન**૦— સ્ત્રીને પોતાના પતિની સેવા કરવાનો મહિમા ઈશ્વર આરાધનાથી વિશેષ વધાર્યોછે. અને—

**સા**૦— પુત્ર, પિતા, ભાઈ, ભગિની, પતિપત્નિ વચ્ચેનાં સગપણે જે પ્રમાણે માન મોટાઈ ને હકની ઓળખાણ પાડેલછે, તે પ્રમાણે અનુસરવામાં ઈશ્વર એટલેસુધી પ્રસન્ન થાયછેકે પોતાનો મહિમા વધારવાની વાત વિસારી દીધી હોયની !

**રત્ન**૦— ખરી વાતછે, મારા સદ્‌ગુણ શીલકાન્ત! આ હિતકારી શિખામણ ગોખી રાખીશ. ધર્મનાં બંધન એતો કુલિનપણાની વાડછે. ધર્મભ્રષ્ટ થવાથી પ્રભુપદ મળેછે એવી ધાપતો નાક કટાની મંડળીમાં ચાલી જવાનો સંભવ. ખરા ખોટાનો વિચાર કરવાને સર્વેને સરખો હકછે.

**સારંગ**૦— પ્રિયા, વખત ઘણો થઇ ગયોછે. ચાલો કુદરતનું પોષણ કરનાર નિદ્રાદેવીની ઉપાસના કરીએ. સવારે વહેલું જવુંછે. હમણાં વળી લડાઈ સળગીછેના?

**રત્ન**૦— હા. એ અધમલોકને જ્યારે ધાણીમાં ઘાલ્યા હોય ત્યારેજ ઠેકાણે આવે. દગો તે કેવો? હુંતો પ્રથમથી સમજી હતી. ખરેખરૂં કહેવાને આપને કેટલા બધા વિનવ્યા? આપના ધ્યાનમાં રંકદાસીની દયા આવીજ નહીં.બળતામાં ઘી હોમવા જેવું એ હતું કે—

**સા**૦— ગુપ્તપણે નાસી જવું.

**રત્ન**૦— પણ હું છેતરાત નહીં એ નિશ્ચય. દુર્ભાગ્ય એ કાળાકર્મના કરનાર તસ્કરસેને ઓ મારા શિરનાછત્ર! તમારો વિયોગ—( ચીસનખાઈ જાયછે.)

**સા**૦— તારૂણી! શા માટે અકળાયછે? શાંત થા. આગલા વખતનું સ્મર્ણ કરતાં ભયંકર દુ:ખનું ભાન થાયછે? સાવધ થા. દુર કર કોમલાંગી એવી કઠોર વાતના છેડાને પણ.

રત્ન૦—છેડા? હા. તેણેજ છેદી નાખવાની આજ્ઞા અ-પાવી—દ્રવ્ય ગમે પડયા કે જાદુના બળે રોગિષ્ટ કર્યો. મારા દુઃખની કર્મકથા લાંબીછે, પણ ઈશ્વર કૃપાથી જગતની નજરે નિર્દોષ ઠર્યા; એટલે તેણે જીવઉપર આદર્યું. ભુંડા માણસને લડાઈનું તોર ઝાઝું હોયછે. મારા એકના આગ્રહપર હજારોનો શિરચ્છેદ થવાનું મુહુર્ત નજદીક આવ્યું. હજારોનો શું મેળ? લોહીની નીક ચાલે એટલાં ગળાં રેસાઈ ગયાં હોત. અસંખ્ય અમીરની લોથ રડવતી રગદોળાતી જોતાં કમકમાટ અરે અભાવો ઉપજાવે એમાં શું આશ્ચર્ય? પણ વિનયવિદ્યા વશીકરણછે. આપણા ચતુર પ્રધાને તેઓને સમજાવ્યું કે તમે લડી શાથી મરોછો. હમણાં તમે પાછા જાઓ. અંતે તમારી મરજી પ્રમાણે ન થાયતો કરજોની લડાઈ. વખત કાંઈ વૃદ્ધ થતો નથી. પ્રથમતો પત કર્યું નહીં, પછી અનામિક ઠેકાણે આવી ગયા.

સા૦—સુંદરી! મારા મેલાપથી તેને યુદ્ધ કરવાની જરૂર પડી તો તેના દાઝ ભેળો દાઝ કાઢવાને પરિપુર્ણ મહેનત લઈ જયનો ડંકો વગાડાવું તો કેમ?

રત્ન૦—પણ એતો મારા રાજા, સૈન્યમાં શોભવાની શોભાને ઉત્તમ લેખશો નહીં. જો—

સા૦—તે વિચાર માંડી વાળવાની જરૂર પાડવામાં આવીછે. પરંતુ સઘળી વ્યવસ્થા કરવાને મારા અભિપ્રાયની હાજરી ઉપયોગી છે. અરે! સવારનો એક વાગી ગયો? અદ્યાપિ આંખને ભાડું આપવાનું કામ પડતરછે. ચાલો પોઢીએ. (પડદો પડેછે)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—મધુરાવતીની સરહદ.

સૈન્ય ગાતું ગાતું કુચ કરેછે.

વીરા થાઓ વીરાજન રાજ્ય શ્રીમાટે—એ ચાલ.

ધરી હામ વીર ધાઓ, શત્રુને હણવાને;
શૌર્યનું સાર્થક કરી, સુકીર્તિ લભવાને.—ધરી૦

કેશરીસમાન વીર, ધાઓ છેદો શત્રુ શીર;
ત્રિશૂળ ફરસીને તીર, સંતુષ્ટ કરવાને.–ધરી૦

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—નાટકગૃહ.

**વિદૂષક**– તમે કહોછો કે બ્રાહ્મણ બ્રાહ્મણનું બોદે, એ વાત વ્યાજબીછે. વખતે વખતે મારે વાંકુતો બોલવું પડેછે, પણ બંદા જે બોલે તેમાં રતિભાર ફેર હોય નહીં એ નક્કી સમજવું.

**વિહારી**– તરતનું જોડી કાઢેલ હોય તોપણ ?

**વિદૂષક**– તોપણ વિદુષકનું વચ્ચે નામ આવે એટલે પછી શી ધાસ્તી ? તમે છેક અજાણ્યાછો, તેથી ભ્રાંતિતો રહેશે. સાથે બહુ વસ્યા હો તો ખબર પડે.

**વિહારી**– ખબર પડીને શું ?

**વિદૂષક**– શું? પછી તમે પણ હું જે કહું તે હાહા કર્યા કરો. એતો સારૂં થવાનું કે પરમેશ્વરે વિચારીને શિંગડાં આપ્યાં નહીં; અને કદાચ ભૂલ થઈ ગઈ હતતો રસ્તામાં હાલતાં ચાલતાં માણસને સરી કર્યાવિના રહે? એવાં પૂતળાં ખરાંકે? તેજો પૂછડું પધાર્યું હતતો ભુંકયા વિના રહેતો હું બ્રાહ્મણ ટળી જાઉં બ્રાહ્મણ.

**વિહારી**– આટલો કોપ ઉપજવાનું વજનદાર કારણ હોવું જોઈએ. માનો ન માનો પણ વિદુષકજી તમને અદેખાઈએ આંધળો——

**વિદૂષક**– ઇર્ષા કરીને શું મને એ નુકશાન કરનાર હતા ?

**વિહારી**– તોપણ કાંઇક.

**વિદૂષક**– કાંઈક શું? ભેળા થઇને મને ન્યાતબ્હાર કાઢવા ઉભા થયા હતા.

**વિહારી**– શા સારૂ ?

**વિદૂષક**– માત્ર મીઠા ગોળાના ચાલનાં વખાણ કરવામાં કસુર કરી, તેવા નજીવા દોષ સારૂ.

**વિહારી**– પછી, પછી ?

**વિદૂષક**– પછી અમલદારની વગ લગાડી. બંદા બધે ઢોલકી વગાડનાર. એનાં લાકડાં જ્યાં ત્યાં હોયને હોયજ.

**વિહારી**– ઠીક ઠીક, એથી હું ઘણો ખુશી થયો.

**વિદૂષક**– નહિંતો કયા ચાલે એમ હતું.

**વિહારી**– એટલે.

**વિદૂષક**– એટલે મમત કરવામાં સાર નહીં એ મુખ્ય સાર. કાન ભરનારને ન પહોંચાય, તે અજાણ બ્હાર તો નહિ હોય. જરાક કાન ભરીએ એટલે જોઈલો પછી અમારૂં જોર.

**વિહારી**– વાહરે રંગીલા સપાટો તો ઠીક મારતાં આવડેછે ને શું. પણ રાજાજીના કહેવામાં કે ભુદેવો કાચી મુક્તિ આપેછે એ વાત ખરી કે ગપ?

**વિદૂષક**– એ વાતજ જવા દોની. મહારાજ તો ભોળાછે. ખુશીમાં આવવા જોઈએ. સમય અનુકુળ આવે કે હજારો પ્રપંચીના કામ નિકળી જાય. ઓળઓછો ને પેલો તુંબડો—

**વિહારી**– નિર્મળદાસ, રત્નસારિકા બાનો વિદ્યાગુરૂ?

**વિદૂષક**– હા. એજ મંગળમૂર્તિ. અઠવાડિયા ઉપર જ્યારે મધુરાવતીની જીતના સમાચાર આવ્યાને—

**વિહારી**– જીત મેળવી તે કોઈ અજાણ્યા સરદારના પરાક્રમને લીધે, એમ સાંભળ્યું છે તે?

**વિદૂષક**– તે ખરી વાતછે. એના નશીબે જોર કર્યું હશે ત્યારે મહારાજે જીતેલા રાજ્યની લગામ સોંપવાને આમંત્રણ કર્યું. તે વખતે એ જોગટો આવીને નમી પડ્યો. વાત ઉપર વાત ઉતારી. રાજા તે રાજા. દયાળુ થતાં વાર કેટલી? પ્રસંગ આવ્યો કે તરત પોતાની કાણ કરવા માંડી. કરમી શું વાત લાવ્યા કે ધર્મદાસ આચાર્ય સાથે તાલમવિષેની ચરસા ચરસી થઇછે. માટે ન્યાય આપવાને બની આવે તે સારૂ રાજ્યમંડળે નાટક જોવા પધારવું. પછી અભિપ્રાય આપવો. ધર્મદાસનો કાલે વારો વદાડી આવ્યા. આંખતો ઘેનમાંછે ને વળી આજેપણ—

**વિહારી**–પણ તેમા ઝાઝો સ્વાર્થ સમાયો હોય એમ લાગતું નથી.

**વિદૂષક**– એની ગતની સમજણ જેને પડતી હોય તેને પડે. ખુંટડા વઢે તેમાં મંડાય પરભાર્યે ઘેર. અંદરખાનેથી શીશામાં ઉતારવાની તજવીજ. પંડીતજીએ ઘેટા જેવું ડાઢું વધાર્યું છે. તેમાં ગુણીમાં ખપેછે. પૈસાનો બચાવ થાયછે, ને આડુંનું આડું.

**વિહારી**– વારૂ પછી શું થયું?

**વિદૂષક**–વળી થવાનું શું હતું? કતરઓડે તો ડીંગસ પુરાણ ઉખેળ્યું. મહારાજ ભોળવાતા ગયા એટલે કચાશ રહેવાદે? નાટકતો એમછે. નાટકતો તેમછે. નીતિનો પાઠછે. કુનીતિનો ભંડાર અરે ભુલ્યો નીતિનો ભંડારછે.

**વિહારી**– હા. ખરી વાતછે. નાટક નીતિ ઉપદેશકછે.

**વિદૂષક**– "હા, ખરી વાતછે. નીતિ ઉપદેશકછે. નીતિનો બાગછે. બગીચો છે. ગાલીચોછે ઈત્યાદિ વિગેરે અને વળી તથા સઘળું છે." બોલતાં કાંઈ ગયું? ખીસામાંથી કાંઇક આપી દેવું પડતું હોયતો તો ખબર પડે. નાટક નીતિ ઉપદેશકછે, એ કઈ નિશાળે શિખી આવ્યા? હરામનું ખાવું ને ગાડી ઘોડા કૂદાવવાને મળતા હોય, સાથે બગલમાં હાથ નાખીને લફ્રા સાથે ફરવાનો ફંદ! એલ ઑફ બરગંડી, બ્રાન્ડી, સ્પીરીટ, ભલે એક બે ગ્લાસ થઈ જાય. લે લે ઉંચ આર્ય એક કટગ્લાસ, એ બધાનો ઘડો ક્યાં થાય? દેશનો ઉતાર નાટકગૃહમાં. બળ્યો એ શોખ. ફેલફીતુરીની દેખાદેખીને લીધે ગરીબ કંગાળને ઘેર નાટકનું ચેટક લાગ્યું છે. ક્યાં ચાલ્યાં? નાટક જોવા. ક્યાં આટલી બધી ઉતાવળમાં? એકટર થવા! "નાયકણીનો પાઠ મારેછે મારો." અરર એનેતો હેઢનો પાઠ? "નોનસેન્સ! તસતસતી ચોળી વિના આપણને પાઠ બજાવવો ફાવશે નહીં." લવરના પાઠમાં એવુંતો શુરાતન આવી જાયછે કે માલિક બોલાવે તોય હોંકારો દઉં નહીં. વાહરે! લવર, સવારમાં પાણેચું આપ્યું હોયતો સરભર થાએકિ કેમ? ગણત્રી રાખવાની જરૂર જણાશે નહીં. એક એલાડાને નમ્રતાથી મેં પુછ્યું કે આપ શેનો પાઠ બજાવશો? દમમાંને દમમાં ઉત્તર આપ્યો કે વિદૂષકનો—

**વિહારી**— પછી ?

**વિદૂષક**— પછી શું મરી રહ્યા. "નાચતાં કુદતાં શીખ્યા ત્યારે બોજ પડતો હશે." "પઠીયાં પાડવામાં તો નામ રહી ગયુંછે નામ." "પ્રિયાને પ્રાણ જેના મોઢામાં શોભતું હોય તેને શોભે." "બ-લિહારી માત્ર સેંથો પાડવાની છટાની છેતો." જ્યાં ત્યાં એનીએ શેખી. પણ રાતું શું કાઢવાનાછે એ કોઈ કહેશો ?

**વિહારી**— પણ તેથી લોકોને બોધ મળેછે. આર્યો કેવા બાયલા થઈ ગયાછે. તેને શુર આવે. હિંદુસ્તાન સુધરે———

**વિદૂષક**—શું હિંદુસ્તાન સુધારવાનું કામ કમબો સાડી પ્હેરનાર ઉપર વાજીગાજી રહ્યુંછે ? જો એમ હોયતો સાફ ના પાડુંછું અરે ઢોલ વગાડીને કહુંછુંકે કૃપાકરીને વ્યર્થ રાગડા તાણે નહીં. નાટક જોનારના ગુણ તે કેટલા ગાવાને મારે કર્મે વઠ ચોંટીછે ? બાઈ, સીતાના વિચક કાંઈ જેવા તેવાછે ! દમયંતીનું દુઃખ સાં-ભળીને છાતી ફાટી જાય. દેવતાનાં દુઃખ દેવતા ખમે. માનવીનો શો આશરો ! અને વળી કળિયુગમાં તો શ્રાપછે. લો શેઠાણી બોધ લઇને આવ્યાં ! ભલે દેવતા દળણું દળ્યા કરે. માનવીને એની ગરજ નથી, એમ સમજીને મરી રહેવુંનાં ? પટરાણી કહે તે હા, હા પાડ્યા વિના છુટકોછે મરી જઇએ તોપણ ? મને પુછો-તો નાટક અનીતિની નિસરણીછે.

**પ્રતિહાર**— મહારાજાધિરાજ જલેકસેન રાયને ઘણી ખમા—

(રાજ્યમંડળ પ્રવેશ કરેછે.)

**સારંગધ્વજ**— વિદૂષક, નિસરણી ઉપર કોણ ચડેછે ?

**વિદૂષક**— યુવરાજ, એતો છકેલ મિજાજના પોરીયા ચોળી ને કમબો, સાળુને ઓઢણી પ્હેરીને હિંદુસ્તાન સુધારવા નથી નિકળી પડ્યા કાળના વાદળાની જેમ ? તે. ના પાડીને જીભ સુકાઈ ગઈ પણ———

**સારંગ૦**— પણ નાટકના—

**વિદૂ૦**—ભાવ આજકાલ એવાજ, અરે તેથી એ નઠારા થયાછે.

**સારંગ૦**— વિદૂષક ! લોકો કહેછે કે પ્રથમ નાટક નીતિ ઉપદે-

શક ગણાતુ, તે હમણાં કુનીતિ બોધક થઈ પડ્યુંછે. બરાબર છે. ઉછરતા લખનારની શૈલીની સાથે યુવાન વાંચનારની સત્વ કાઢવાની રૂણીને સરખાવતાં નાટકના નામ ઉપર આળ ચડે એ કાંઇ અસંભવિત નથી. શૃગાર રસને કાંઠે ઉભી બિભત્સ રસનાં હડકાયાં "મારા પ્રાણ", "મારી પ્રાણપ્રિયા", એવાં એવાં છળનાં વચન સાંભળ્યાં કે ઉડ્યાં આકાશમાં. પ્રિય, પ્રિયા, એટલું બધું શુદ્ધ બોલતાં આવડ્યું, તોય ભૂમિને અડીને ચાલવાની કર્મે વેઠની વેઠ! એતે કયા શાસ્ત્રનો ન્યાય? એવા પ્રશ્નને દયાના આકર્ષણે સ્વિકારવાને જ્યાં ઉદારતા દર્શાવવામાં આવતી હોય, ત્યાં આગળ સ્પષ્ટ સમજાયછે કે દયાનો કોમળ હેતુ ત્રાસ પમાડી વગોવાયછે. વિવેકી પ્રજાના મન કચવાય એમાં તે શું મોટી વિશાદ છે? તથાપિ—

**વિદૂ૦**— પ્રેમપત્રિકાની વાત જાઓ મારા શેઠ જવાદઉંછું— નવરાશે વાત.

**પ્રતિહારી**— મહદેવી ને ઘણી રક્ષા— (નાંદી થાયછે.)

**આસાવરી**—નાથ કેસે ગજકો બંધ છોડાયો—એ ચાલ.

ભજો સર્વ ભાવથી ત્રિભુવનરાય,
મહા મહિમા ત્રિભુવને ગવાય;——ભજો૦———ટેક.
સૂર્ય શશીને પ્રકાશિત તારા, અંબર ઘોર કળાય,
સૃજ્યાં ભૂમિગિરિ વારિને સરિતા, તટપર વૃક્ષ ઘટાય–ભજો૦ ૧
જળ નિર્મળ પાતાળ લમેને, અવનિએ અન્ન વવાય;
પ્રાણી માત્ર પ્રસવથી થાયે, ભિન ભિન વર્ગ વરણાય.—ભજો૦૨
તર્કની બુદ્ધિ દીધી મનુષને, વાચા જે શુદ્ધ વદાય;
પ્રેરણા શકિત માત્ર પશુને, તુજગુણ ગણ્યા નગણાય–ભજો૦ ૩
અદ્ભુત લીલા અવર અનેકને, પાર ન કોથી પમાય;
વિનતિ સાંભળો નિશદિન દયાળું, ભક્તની કરજે રક્ષાય–ભજો૦૪

---

# અંતર નાટક અંક ૧ લો.

---

## પ્રવેશ ૧ લો.

સ્થળ–મધુરાવલી. યશવંતસેન રાજાની દરબાર.

**યશવંતસેન**– મારા શાણા સેનાધિપતિ, ગઈ કાલે લશ્કરની ચાલાકી ને વ્યુહ કળામાં પ્રવિણતા જોઈ મારૂ મન ખુશીથી ઉભરાઈ જાયછે. રાજા સૈન્યથી શોભેછે. સૈન્યવિના પરાક્રમી રાજા છતાં સઘળું શુર ઢંકાએલું રહેછે. જેવીરીતે લશ્કર મોટું રાખવાની જરૂરછે, તેવીજ રીતે તેને કવાયદ આપવી જોઈએ. ઘટિત વખતની કવાયદથી તેમના મન શુરાં રહેછે. યુદ્ધમાં તેઓના મોઢાં પ્રફુલિત કળાયછે. જયને માટે વ્યાકુળ થાયછે. તેથી ભય શું ચીજછે, તે મનમાં લાવતા નથી. આવી રીતિ જ્યારે મારી સેના બતાવે ત્યારે મને આનંદ થાય એમાં શું મોટી વિશાદછે?

**સેનાધિપતિ**– મહારાજ! વિવેકથી વિચારતાં—

**યશ૦**– ગઈ કાલના થયેલા હર્ષનું કારણ તમેછો. આ આનંદ મારા બિજા સુખમાં ઉમેરો કરશે. તથાપિ પ્રધાન!

**ઉત્કંઠલાલ**– આજ્ઞા પુરવતિ!

**યશ૦**– હવે જે વિષયવિષે વર્ણન કરવાની મારી ઈચ્છાછે, તે અતિ ઉપયોગી ધર્મિષ્ટ અને ફાયદાવાળી વાતછે. જેનો મુખ્ય ભાગછે, જેનાથી પ્રજાનું હિત અને મહિપતિની ખ્યાતિછે, તે પ્રથમ કહેવાનું કે જેમ બનેતેમ ખેડુતની હાલત સુધારવા તજવિજ કરવી. એની એ કાચું સોનુંછે. ખેડુતો ધરતીને દુઝવનારછે. દ્રવ્યનાં ઝાડવાંછે પરંતુ દીર્ઘ દ્રષ્ટિએ વિચારતાં દરિદ્રતા તેને છોડતી નથી એનું શું એદકારી કારણછે?

**પ્રધાન**– ખેડુતોનો મોટો ભાગ અજ્ઞાનછે. કેળવણીનો અંશ તેનામાં મુદલ જોવામાં આવતો નથી. કેળવણી વિના બુદ્ધિ ફાલતી નથી. લાંબી નજરથી મોટા ફાયદા મેળવવા લોભાતા નથી. તેમાં કોઈ વર્ષે મેઘરાજાની અકૃપાને લીધે મહેનત તમામ નિષ્ફળ

જાય. વળી જાતે મોટા એટલે કાઢેલા કરજથી ત્રમણાંચારગણાં દંડાય ત્યારે કરજ વળેતો મોટાં નશીબ.

**યશા૦**– અરે! હું આ શું સાંભળુંછું? મારી ગરિબ શાણી પ્રજાને ભુખે મરતા રાખવા આટલો બધો જુલમ! પ્રધાન! જરાવાર કર્યાવિના કહીદે કે એવા કોણ દહન કરનાર અધર્મિ મારા નગરમાં નિવાસ કરેછે? અને તું પોતે એ જાણતા છતાં આંખ આડા કાન કરી કાંઇ બંદોબસ્ત કર્યો નહીં. એટલુંજ નહીં પણ મારે કાનેપણ વાત પાડી નહીં.

**ઉત્કંઠ૦**– ક્ષમા રાજાધિરાજ, જ્યારથી એ મારા જાણવામાં આવ્યુંછે ત્યારથી ત્વરાસાથ બંદોબસ્ત કર્યોછે. સર્વે ઘટિત કર્યુંછે.

**વિદૂષક**– ચાલો પત્યું. એક તડાકો માર્યો એટલે પછી કોણ પુછનારછે. રાજાને આંખ આપીછે તે તદન નકામી આપીછે. પરમેશ્વરને ઘેરપણ આવો અન્યાયછે. કાનથી ચાલતું હોયતો શા માટે વળી એટલી નકામી નડતર જોઇએ? પ્રધાન પ્રમાણિકછે તેથી જરાપણ સંકોચાવાપણું નથી. નહીંતો રાજાજી ભરડી ગયા, કેમ બંદોબસ્ત કર્યો? પોપટજી પઢી ગયા હા મહારાજ, મહિપાળ, ભુપાળ, નરેશ, નરપતિ, પુરપતિ, પ્રજાપતિ ખરપતિ બરાબર કર્યોછે. શું કર્યો? બાપનો ભમરો. સઘળે તુતેતુત ચાલેછે. રાજાતો નામનું રમકડુંછે. સારીસારી સ્ત્રીની ભ્રમરમાં ભમાઇ જતાં આવડે એટલે પ્રજાનું કલ્યાણ થઇ જતાં કેટલીવાર!

**યશા૦**–ભારી આભારીછું તમારો. જેવો મારો ધર્મછે તેપ્રમાણે તમારે સમજી લોક હિતકારી ઉપાયો કર્યા જવું.

**વિદૂ૦**– તમારો ધર્મ હરિણાક્ષિના શિકારમાં સમાયો હશે. મોજ મજા રાગરંગને છાંટાપાણીમાં, પણ પ્રધાન સાહેબની અભિલાષ ઘર તાજું કરવામાં હશે. હશે બંને ધર્મિષ્ટ થઇ બેઠા ત્યારે આપણે શું કહીએ? એમાં કાંઇ નથી. મરવું એજ ખરૂંછે.

**ઉત્કંઠ૦**– એમ હું અહરનિશ વર્તિશ રાજ્યાધિશ.

**યશા૦**– વિશેષ આ પણ લક્ષ આપવા જેવી વાતછે. પ્રજાનું સુખ એ રાજાનું રાજ્યધનછે. દ્રવ્યવડે પ્રજાનું રક્ષણ કરવું

તેમાં ઉપકાર કર્યો કહેવાય નહીં. મેઘરાજા માત્ર પરમાર્થે આખી સૃષ્ટિને ઉપકાર કરેછે. તો રાજાએ પોતાની પ્રજાનું સુખ વાંચવું એતો અગત્યનું છે. રાજા પ્રજાનું રક્ષણ કરેછે; ને દ્રવ્યથી પ્રજા રાજાને મદદ આપેછે. આશ્રય ને બાને શીરજોરી વાપરવાની રીત હમણાં વિશેષ વધી ગઈછે. પ્રધાન! આપણને માટેપણ એ સૂજીતછે. તથાપિ જુલમ કરવો નહીં. જૂલમની ગરજ સારે એવો ભારી કર નાખવો નહીં. રાજાપ્રજાને અનુકૂળ આવે એવો રસ્તો વેપાર ખિલાવવાનો ઉપાયછે. જેમ બને તેમ વેપાર વધારવાની તજવીજ કરવી. ખેડુત લોકોને ખપ પડતો ધીરધાર કરવી, પણ જાતે ચોકસી રાખવી કે સાધારણ માણસથી તે મોટા અમલદારસુધી કોઈ જુલમ ગુજારે નહીં.

વિદૂ૦—આવા રાજા અને પ્રધાન હોય તે દેશની રૈયત સ્વર્ગનું સુખ ભોગવે.

ઉત્કંઠ૦—આજ્ઞા રાજાધિરાજ! આપનો શાસન શિર ચડાવુંછું. તમારી આપેલી શિખામણ પ્રમાણે વર્તવા અને વર્તાવવા અતિ પ્રયાસ કરીશ. એ સંબંધી કાળજી મારા હૃદયમાં ભંડારી રાખીશ, જે લાડકી પ્રજાને ફાયદાકારી થાય.

યશા૦—એવા સુજ્ઞ વિચારથી અતિશય હર્ષ પામુંછું. મને ખાત્રિછેકે આ અવસરના બોલેલા બોલનું સાર્થક કરવાને વિઘ્ન નહીંજ નડે. હવે મારે ન્યાય વિષે બોલવુંછે. રાજામાં ન્યાયનો અંશ રહ્યોછે. ન્યાય સર્વથી છુટોછે. પુત્ર પિતા, ભાઈ, ભગિની, પ્રિયપ્રિયા અને સગા સ્નેહી વચે ન્યાય છુટો છુટો સદૈવ છુટોછે. હમેશાં તે પવિત્રછે. તેને પવિત્ર રાખવાથી તેનો પ્રતાપ વધારે ફાલેછે. જેમ દેવતાને પુજવાથી પ્રતાપ વધેછે. તે પ્રમાણે ન્યાયનુંછે. ધર્મનો તો અંબારછે. ગમેતો લાડકવાયો સુત હોય તોપણ તે વખતે સામાન્ય પ્રજાછે. ન્યાય કરતાં ઘણીજ ધિરજ અપક્ષપાત ને પ્રમાણીકપણે બેસવું. ખુબ યાદ રાખવું કે પાંચ ગુનેગાર બચી જાય પણ એક નિરપરાધિ માર્યો ન જાય. દોષ પુરાવાર થાય નહીં ત્યાંસુધી શિક્ષા પામે નહીં. અપરાધિ પકડવાના માનની લાલચે

જુલમથી વાંક કબુલ કરાવેછે. ઘાતકીરીતે દુઃખ દેછે. ધમકીથી અપરાધ મનાવેછે, નિર્દોષ હોય તોપણ. પણ તેવા દુષ્ટ કર્મનો અટકાવ કરવા પછાડી પુષ્કળ લક્ષ આપવું. એવા નિચ જુલમી માન ખાનારને ભારી શિક્ષા કરવા જરાપણ આંચકો ખાવો નહીં. હું પોતે ચુક કરૂંતો મારા દરબારીઓ યોગ્ય સજા કરે એવી તેને છુટ આપુંછું. ન્યાય! પવિત્ર ન્યાય! તારો પ્રતાપ મારા રાજ્યમાં વધાર ને તારા જયકારી પ્રતાપની પ્રસાદી આપી મને પ્રફુલિત કર. (ગાનારી પ્રવેશ કરેછે–)

**રાગ પીલુનો દાદરો–ચાલીયેંજી ઇંદ્રરાજા–એ ચાલ.**

ગરજ પડે, છંદ નડે, રાખોજી વિશ્વાસ;
વાધે વૃધાદે વિનાશ.——ગરજ૦—ટેક.
ચંચળ ચટ ચેતો, ચીત્તમાં ચોપાળા;
લાઓખીકબહુજ્યાં, ઠગારાનો વાસ.—ગરજ૦

---

## પ્રવેશ. ૨ જો.

સ્થળ–રાજ્યમાર્ગ.

**કેતુધ્વજ**–(પ્રવેશ કરી) હાશ, હવે ઠંડક વળી. પીતરાઇ! અરે એ નામજ કેવું કઠોરછે? કાકો થયોતો શું થયું? મારા ઉપર કૃપા રાખે તેથી શું વૈમાનનો દાંડો આવી ગયો? રાજ્યાસન ઉપર યશવંતસેન રાજા શોભે; અને કેતુધ્વજ ભત્રિજો ટગરટગર જોયા કરે. એ કરતાં આંખ ફુટી જાયતો ઉત્તમ. મારી આંખ ફુટે! અરે ફુટે એના દીકરા વિજયધ્વજની. એટલે રાજાની ગણત્રીમાં તો આવું. મારા ઉપર મહેરબાની હતી તે શા કામની? વિજયધ્વજ છતાં મને રાજ્યગાદી મળવાની આશા હતી શું? કદાપિ મને મોટો ભાઇ કરીને ફેરવે તેથીતો ફજેતી ઉપર ફજેતી. મિત્ર તસ્કરસેન! તેં સારી યુક્તિ સુઝાડી. યશવંતસેન તો જાણે ભોળારાજા ભોજ. ખબર નહીં હોય કે તમારો ઘાટ ઘડવા પછાડી પુરા ત્રણ દિવસથી ઊંઘ આહાર તજેલાંછે. પોઢજો હવે ઈ-

શ્વરના બગીચામાં. ભાગ્યદેવી મારા ઉપર ઘણી પ્રસન્ન થઈછે. કાનમાં વિષ રેડવાથી કામ ઉતાવળે થઇ ગયું ને ગામમાં—

**તસ્કરસેન**—બુમ ચલાવીકે જેરી નાગ કરડ્યો. ડંસનાર સર્પ ઘણો જેરી હતો. વિષ હળાહળ એકદમ ફેલાયું ને—

**કેતુ૦**—વાત સાચી મનાણી—

**તસ્કર૦**—પણ હજુ—

**કેતુ૦**—હા. તે મારા સમજવામાંછે. વાર કરવાની અગત્ય નથી. આ પળે વિજયવતીને મ્હેલ જાઉં. આહાહા!! શું કાન્તિ છે! રૂપનો અંબાર. જાણે આકાશ પાતાળ ગમન કરનાર રંભાએ અવતાર લીધો હોયની! આહા! મારો પ્રેમ તેના પ્રત્યે કેવો દોડેછે? જોની! જોની! કેટલા ટેકડા મારેછે? હા. મારી પટરાણી થવાને સ્વિકારે તો વાહ! હું કેવો ભાગ્યશાળી! થાશે નહીં ને જાશે ક્યાં પૂછડામાં? જોર જુલમથી મારી ધારણા ફળદ્રુપ કરૂં. બળાત્કાર કરૂંતો મને કોણ પુછનારછે? પાંચ વરસનો વિજયધ્વજ શું કરવાનો હતો? ચંડાળને બોલાવી તેની આંખો કાઢી લેવરાવવાનું કામ પૂર્ણ થતાં જમપુરીમાં પહોંચાડવાની આજ્ઞા બજાવી જાણ. એ બલા ગઈ એટલે મારી આણ ફરવાની. પછી એનું કોણ રક્ષણહારછે? હા. તારા કોમળ ગાલની એક ચુમીનું સુખ પાંચ રાજાના ખુનનાં પાપના પશ્ચાતાપનું વળતરછે.

**તસ્કર૦**—આપની ઈચ્છા સફળ થઈછે, તે આ સેવકને લીધેજ. અને જે જે કરપીણ કર્મ કરવાનાંછે તેમાં એવોતો આશ્રય આપીશકે રતિભાર વિઘ્નતો આવેજ શાનું? વિજયવતીને લલચાવવા મ્હેલની એક દાસી સાથે સંકેત કરી રાખ્યોછે. આનાકાની કરે એમ લાગતું તો નથી. તમે શાણાછો. જોતા જોતામાં રાજા થશો. પછી તસ્કરસેનને ભુલી જશો. મારા સ્વાર્થ ઉપર તમારે દીર્ઘ દ્રષ્ટિથી જોવાનુંછે.

**કેતુ૦**—મિત્ર તસ્કરસેન! નિર્ભય રહે તેવિષે આ વચન આપુંછું કે હું તને મારા જીવસમાન સમજીશ. પ્રધાનપદ તને આજથી આપ્યું જાણ. બોલ પછી—

**તસ્કર૦**— પછી તમારા હિતાર્થે હું ન કરું તે ઓછું. ઉત્કંઠલાલ પ્રધાન માજી રાજાનું અંગનું માણસ ગણાય. એવું કરે તો—

**કેતુ૦**— ધડને માથું જુદા કરવાનો લાવો તારે લેવો. એટલે—

**તસ્કર૦**— એટલે શાંતિ. શાંતિ. (જાયછે.)

---

### પ્રવેશ ૩ જો.

સ્થળ—વિજયવતીનો મ્હેલ.

**વિજયવતી**— બળ્યું એનું રૂપ. હરામખોર! તું શું લવેછે. કેતુ મારા પેટના દીકરા સમાન, તેની પાપદ્રષ્ટિ મારા અરે ગણે તો હું તેની માતા ઉપર! દૈવ! દૈવ! કેવો વિપરીત કાળ આવવા બેઠો? હરિ! હરિ! મહારાજને કાને આ વાત જાયતો તેનો શી દશા થાય એની મને દયા છૂટેછે.

**દાસી**— જાજા ભવાઈવેડા શું કરોછો? તમારે માન્ય કરવું પડશે, જો સુખે રહેવું હોયતો. મહારાજની કાન અને આંખની શક્તિને સંભારી સંભારીને રોવાનું રહ્યુંછે મોટી પોક મુકીને. મનાવવાની તે હદ હોતી હશે કે નહીં? જોઉંછું તિરસ્કારમાંપણું કટલુંક નમેછે? કેતુધ્વજને ખોળે બેલવાનું કર્મમાં લખાઈ લાવીને વળી પછી આવજાવેડા શા કરવા? સાચું કહીએ તે ગમતું નથી ને શું?

*** * સારંગ૦**—(તીર ચડાવી) હે સાચું ગમાડનાર નિચ દાસી! પતિવ્રતા સ્ત્રીને વ્રતભંગ કરવાને જીવ લેવા કરતાં વિશેષ ભય પમાડેછે? શું તારે માથે મોત નથી? હા. એજ અભિમાને તને આંધળી કરીછે તો લેતીજા. (મારવા જાયછે.)

**જલકસેન**—તરૂણવીર! ક્ષમા, ક્ષમા. એતો પ્રયોગનું પાત્રછે. દોષવાનની અસદગતિ કયારની થઈ ગઈ હશે.

**વિજય૦**— અરે પરમેશ્વર! મહારાજનું અકાળ મૃત્યુ! કેતુધ્વજ મારા છોકરાની સાથે વિલાસ કરવાને વિધિએ લખેલા લેખ! અરે એ શો કોપ! શું એ સાચી વાત? કલિયુગ હાડોહાડ બેઠો. વીરપ્રસુતાનુંમાન ત્યારે શું આજથી ઓળવાયું!

દુષ્ટ કામનાં સુખસારૂ હડકાએલ કુતરી થઇને ઘેર ઘેર રઝળનારે વીરપુરૂષને જન્મ આપનાર કામની પોતે! દુષણ ભરેલુંછે અમર્યાદ તેને. જીવીને શું માણેકસ્તંભ રોપવાછે? વીરપ્રસુવાનું શુર ચડવા મારો લાડકવાયો વીરો વિજયધ્વજ પારણામાં પોઢેલોછે. મારી આશાનો અંબાર બાળલીલા રમેછે ત્યાંસુધી મારી સામી આંગળાં ચીંધાડવાની કોની મગદુરછે! (કેતુધ્વજ ને તસ્કરસેન પ્રવેશ કરેછે.)

**કેતુધ્વજ**—હરિણાક્ષિ! પતિપુત્ર માટે એટલો ગર્વ લાવવાની જરૂરછે, તેથી વિશેષ સંભારીને રડવાનુંછે. દુઃખ લાગવું જોઇએ એ ઘટારતછે; તથાપિ શ્યામા! તારી આશાનો ફાલ અદ્યાપિ ફાલતો રહ્યોછે, એટલે સોચ સમાવવાનું કારણછે. વખતના ગુણ ગાનારના જગમાં વખાણ થાયછે. માન, માનની લાલચે માનની જરા હઠ ઉખેળીને.

**વિજય૦**—ચંડાળ, પાપ નજર કરવાથી શું કસ કાઢશે! દુષ્ટ ઉપર દયા લાવવી નહીં જોઇએ પણ ભત્રિજા અરે દીકરા તરીકેનો ભાવ તારો નિભાવ કરેછે. તારા આત્માનો અંત આણવાનાં તર્ક વિખેરાઇ જાયછે. કરગરી કલાવી ને સમજાવુંછું તોય ધ્યાનપર ધરતો નથી, તો લે પાપી! પ્રથમ પતિ, પછી પુત્ર, ને છેવટ પતિવરા તારા મોહ અરે કોપનું બળિદાન ભલે થાય.—

(ખંજર મારી મરી જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—ગુપ્ત માર્ગ.

**ઉત્કંઠલાલ**—યશવંતસેન રાજાને જેરી સર્પ ડંશ્યો, જેરની અસરથી તતકાળ મૃત્યુ થયું, એવી બુમ ચાલી રહીછે તે કેવી પાયાદારછે? સર્પને સ્વાર્થપણા સાથે વ્યવહાર નથી હોતો, પરંતુ દુધ પાઇને ઉછેરેલા નાગ કેતુધ્વજ ને આવકની પુરતી આશા હતી. તસ્કરસેન તેને પગલે ચડયોછે. નીચમાં નીચ કામ કરવાને લેશમાત્ર આંચકો ખાધો નહીં. કેવી શરમ? રાજ્યનું સુખ એ-

ટલું પ્રિયછે? કે બિચારા કુંવરને મારી નાખવાનો ચંડાળ સાથે સંકેત કર્યો. સારૂં થયુંકે મારા છુપા દૂતથી એ વર્તમાન જાણી લેવાનું બની આવ્યુંછે. ચંડાળને જવાનો આજ માર્ગછે. પૈસાથી મોઢું ભાંગતાં કેટલીવાર? વાહ! જો પેલા આવે. (પાસે જઈને) અલ્યા માલીયા, એ પોટકામાં શું લઈ જાયછે? હરામખોર! માલ સંતાડી દાણ ચોરી કરી કાયદા ઉપર પગ મુકેછે? ઠીક. વાતછે તારી.

**માલીયો**— બાપજી, અમે દાણ ચોરી શીદને કીજીએ! આતો અમારો સોકરોછે તે લીજીએ છીએ.

**ઉત્કંઠ૦**— ખોટા બોલા પાપી, આવો સ્વરૂપવાન તારો છોકરો હોયશું? શું મારી તું ચેષ્ટા કરેછે? બોલીદે સાચું નહીંતો——

**તેજીઓ**— પ્રધાનજી, રોહ તે શીદને લાવો? આ સોરો તો અમારા ધણી કેતુધ્વજ રાજાએ આલ્યોછે.

**ઉત્કંઠ૦**— અને મને આપી દેવાને ભલામણ કરીછે. ને—

**માલીઓ**— ના, ના, આપવાને કહ્યું નથી. મારી નાખવાને કહ્યુંછે. ખરાવી ખરાવીને પુશીલીધુંછે. ભુલી નથી ગયો.

**ઉત્કંઠ૦**— માલીયા, પૂર્વે જે પાપ કર્યાંછે, તે ફૂટી નિકળતાં ચંડાળગતિ પામેલછે; ને વળી આવતા વખતને માટે નિરપરાધિ બાળકનું રૂધિર પીવાની ખેડ કરેછે, તેનો કાંઈ બળાપો થાયછે કે નહીં? ગમાર.

**તેજીઓ**— બાપજી, અમને મે'રતો ઘણી આવેછે, પણ ખા-વાજોઈએ તીમાં હીંડે એમછે? નશીબમાં એવો ધંધો લખાવી લાવ્યા હોશું ત્યારે એવું કામ સોંપેછે, ને અમારે કરવું પડે. ના કીજીએ તો જીવના જઈએ, ને પૈસાના પઈસા ખોઈએ તે લા'ણમાં.

**ઉત્કંઠ૦**— જો મારૂં માનતો બેવડી લા'ણ લેવરાવી રાજી કરૂં. એ છોકરો મને આપ. તેના બદલામાં દસહજાર કોરી આપું; વળી કોઈને કહેવું નહીં એ બોલીમાં. કેતુધ્વજને કહેજો કે કામ કાઢી નાખ્યું. પછી તને પલટેલું મળશે. વાત બધી દટાઈ રહેશે.

મરજી થાયતો આલ રોકડી કોરી ગણી આપું. કર કુંવરને મારે સ્વાધિન.

**માલીયો** તથા **તેઓ**—ઠીક બાપજી, અમેતો પામર છીએ. (આપેછે. જાયછે)

---

### પ્રવેશ ૫ મો.

સ્થળ—ઉત્કંઠલાલ પ્રધાનનું ગૃહ.

**ઉત્કંઠલાલ**—પ્રિયા! વખતપ્રમાણે વર્તવાથી મનમાન્યું કામ થાયછે. સર્વથી શ્રેષ્ટ સુપ. કેતુધ્વજ પામીતો ગએલકે ઉત્કંઠલાલ આડો ફરશેતો ખરાબી કરશે. આપણે તો સમજીને બેઠા હતા કે કેતુ હાડ જશેતો જીવનાજશું. મરવું તો બ્હેલું મોડુંછેજ. ત્યારે પોતાના ધણીને અર્થે ગત થઇએ, એતો ભાગ્યનો થર. પણ યશવંતસેન રાજાના કુળનું મૂળ વઢાઈ જાય. ઠીક થયું જે બંનેના હેતુ સરખા હતા.

**રતિસેના**—નહીંતો સર્પ જાણે કે મને મારી નાખશે; ને માણસ બીએકે રખેને કરડશે, એમ બનત.

**ઉત્કંઠ૦**—વિજયધ્વજને પાળી પોશીને ૧૫ વરસનો કર્યો. કેતુધ્વજને શક ન રહે તે સારૂ રૂપગુણ સંપન્ન જયસેનાનું વિધિપૂર્વક લગ્ન વિજયધ્વજ અરે વિજયલાલ સાથે કર્યું. એ ઘણું ઉત્તમ કર્યું. ધાસ્તી જેવું તો બિલકુલ છે નહીં. પણ——

**રતિસેના**—પણ તમે કહેતા હતાકે આજકાલ તસ્કરસેન કેતુધ્વજ રાજાના કાન બહુ ભરેછે.

**ઉત્કંઠ૦**—હા. મને પાયમાલ કરવા રાત્રિદિવસ તે પાપીનો ઉદ્યમ ચાલતોજછે. હવે કાંઇક નવિન તોડ કાઢયા વિના રસ્તો નથી. નહિતો સઘળી મહેનતપર પાણી ફરતાં વાર નહીં લાગે.

**અનુચર**—(ઉતાવળે પ્રવેશ કરી) મહારાજા! આપ શું દિગમૂંઢ થઈને ઉભાછો? વિજયલાલ અને જયસેનાને એકદમ ક્યાંઇ પહોંચાડી દેવાય તોજ બચાવ થશે. તસ્કરસેને બાત્મિ કરી આણીકે વિજયલાલ એ ખરો વિજયધ્વજ માજી રાજાનો ગાદી વારસ

કુંવરછે. ઉતાવળ, ઉતાવળે જેમ બને તેમ રસ્તો કરો. ધાર્યું ધાર્યું આવેછે. આ પળે ધારેલું સર્વે ધુળ મળી જશે. (વિજયલાલ ને જયસેનાને રથમાં બેસારી દાસ સાથે દમનપુરને રસ્તે મોકલીદેછે. કેતુધ્વજનું દળ આવેછે.)

**તસ્કરસેન**—ગર્વિષ્ટ ઉત્કંઠલાલ, પ્રધાનવટું કરવાનો વખત વહી ગયોછે. બતાવ તારા જમાઇને રાજદ્રોહી!

ઉત્કંઠ૦—ભલા સ્વભાવના ગુણી તસ્કરસેન, મારા જમાઈ સાથે શું વેર લેવાનું બાકીછે?

**તસ્કર૦**—સિપાઈઓ, પકડો આ ગુણચોરને; અને ખોળી કાઢો પેલા હીચકારા છોકરાને.

**સિપાઇ**—ઘરમાતો કોઈ માણસ નથી. તે-

**તસ્કર૦**—તે ઉપરથી આ લુચ્ચાની કેટલી ખંધાઈછે તે જણાઈ આવેછે. (પડદો પડેછે.)

અંતર નાટક પ્રથમ અંક સમાપ્ત.

---

# અંતર નાટક અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—દમનપુર. જયસેનાનું ગૃહ.

**જયસેના**—તમે કહેનાર કહી રહ્યા મારા માનવામાં એમાનું કશુંએ આવતું નથી. સમજાવવું સહેલુંછે, પણ સમજવું અઘરૂં છે. તમેતો ઉઠીને બહાર જશો. ઘરનો ઉમરો થોભીને અમારે બેસવુંછે. કોઈ તમને કહેવા આવતું નથી; ત્યારે એમ બોલાજતો. મેણાં સાંખવાં પડતાં હોય ત્યારે હઠકે વગર હઠની ખબર પડે. લોકાચાર પ્રમાણે ખરચ કરવો પડશે.

**વિજયલાલ**—પ્રિયા, તારૂં બોલવું હું કાંઈ છેક હસી કાઢતો

નથી. પોતાની અર્ધાંગનાના અભરણ અભિલાષને ભરવા પતિએ ખંતી રહેવું જોઇએ, પણ નિરૂપાય જ્યારે સઘળો વહિવટ દ્રવ્યપર અટેલછે ત્યારે—

જય૦– ત્યારે દ્રવ્ય મેળવવાની ટેવણી કરો. આ નગરમાં લોભી શેઠ કયાં ઓછા મુઆછે? અડધો રૂપીઓ વ્યાજ વધારે પછી? થાલમાં થનાર છોક—

જયસેના– અરે ભોળીનાર, મારી જેવી દુઃખણી થવાનું તનેએ મન થાયછે કે શું? તજી દેવા જોઇએ એ વિચારને મારી અનુભવી સ્થીતિ જોઇને.

વિજય૦– અરે! હત્યારીનાર, આવું કર્મ જે નિચમાંનિચ કસાઇછે તેપણ કરે નહીં; ને—

જય૦– ને ઉંચમાં ઉચ કુલિનપણાની આબરૂ વેંઢારવાને લોભે તેને કોરે મુકીદે એવું બેશ કામ કરતાં ઉદાર દીલને ટચુપચુ કરવાદે? અધરણીના લાવની ખુશાલી સ્ત્રીને જુદીજ પ્રકારની લાગેછે. જન્મ પામનાર બાળકને ઊંચ કુળવિધિનાં અભિમાનની મર્યાદ બંધાઈ શકવાની હતી શું?

જય૦– હા, મને બરાબર સાંભરેછે. મારા જેવી હઠ કરે તેને મારાસમાન હાલ થાયજ. દૈવ ફરે ત્યારે વડિલાનું કહેવું ગળે ઉતરતું નથી. મને સમજાવવા શું ખામી રાખી'તી? પણ હું હત્યારી એક ટળીને બે થઈ નહીં. લાવને હું એને મારૂં વૃતાંત કહું જો રૂચેતો. (વિચારીને) ના, ના, એકદમ ગળે ઉતરવું કઠિણછે.

વિજય૦– પ્રિયા, સંતાનને કુળશીલ કરવાને તારા સુચવ્યા પ્રમાણે દ્રઢ નિશ્ચયથી હા પાડુંછું તોપણ— હા, હા, ફેરફાર કરવા જેવું કાંઈ રહ્યું નથી.

જય૦– દીપચંદશા શેઠ પૈસાથી ભરપુર સંભળાયછે.

ખરી જય૦– (સ્વગત) આહા! એ નામજ કેવું અકારૂંછે! લક્ષ્મી! તારો વાસ એવા નિચને ઘેર સૂજીત હોયતો દેવતા મુકાય તારા તેજના અંબારમાં. પૈસાનો છકેલ અન્યને કચડી નાખવા લેશમાત્ર પ્રમાણીકપણાનો અંશ પ્રગટ થવાદે નહીં.

એવી અકળામણમાં આવા વિષવાળા ચાલનું પરિબળ. પરિબળ કરવાને કેવી અઘટિત હઠ!

**વિજય૦**– પ્રિયા, હું જાણૂંછું. સાટું સુધાર્યે સિદ્ધિ.

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—દીપચંદશા શેઠની મેડી.

**દીપચંદશા શેઠ**– દ્રવ્ય એકઠું કરવામાં મન બુદ્ધિ બળ અને આયુષ ઉપર પુષ્કળ ઘસારો પડેછે. પૈસાનો સંગ્રહ કરવો એકાંઈ નાના બાળકની રમત નથી. ધન સાંપડ્યું તેથી શું પરીયાનાં પરીયાં તરી ગયાં? પુણ્યમાત્ર સાચવવાનીછે; અને વિશેષ પારશીપુજી પચાવી પડનારનીછે. ઘટિત કરકસરતો છકેલ મીજાજના સુધારાવાળાએ વખાણેછે; પણ વળી ઘટિત અને નહીં ઘટિત શું? એ બધું ઝીણી નજરે તપાસવાનું કામ નવરા લોકોનુંછે. એ આઠે ઉંટે ઓટલો જાગ્યાછે. મારા જેવાએ એક વાટ લેવી. દેવાની વાત આવે ત્યારેના. ના તે ના કેવીકે કદી હા થાય નહીં તેવીના. પુન્ય પાપનો વિચાર કરે જેનો દી ચારે દિશાથી ફરી ગયો હોયતે, જ્યારે પૈસા પરીક્ષાનું વિકટ કામ માથે લીધું હોય ત્યારે. આ રૂપરડી ૨૦૦ માં ઘરેણે રાખેલા છોકરાના પાંચ ગામની ઉપજ તસ્કરસેન કાકાકહીને આપેછે. એવાં એવાં લફરાં નડે ત્યારે છોકરાને ઓળવ્યા વિના ચાલે તે કયેમ? તેની માને તગડી કાઢવાને પંદરશેર અરે પરમેશ્વર તો શું પણ પ્રપંચ નિયમથી કાંઈ ઉલટું નથી. (જાયછે)

**જયસેના**– પ્રીતમના પ્યારમાંથી ભાગ પડાવનાર પ્રીતમના પ્યારની પ્રસાદી પોતેછે. કેવીછે ચમત્કારી લીલા અવિનાશીની! વિનાશનો ભય તાકી રાખ્યા છતાં હત્યારા લોકને જરાએ અસર થતી નથી. પોતાનું મનમાન્યું કરવા અન્યનું બેદાન મેદાન થઈ જાય તોય શ્રેષ્ટ. મારા લાડકવાયા બાળ! તારા ઉપર મારૂં ક્યા કાળનું વેર વાળવું હતું? રોષે ભરાયાથી તને રડવું આવે તેમાં આશ્ચર્ય નથી, પણ મારા નયનના ચળકાટ! હાય છુટી બલા

થઈછે. તારૂં મીઠું દર્શનપણ દુર્ઘટ થયુંછે. ચોરીથી આવુંછું ને જાઉંછું જ્યારે તારા પ્રત્યેના કુદતા પ્યારને દબાવી રાખવાને બ-જહિણ થાઉંછું ત્યારે નિરૂપાયપણે.

**દીપચંદ૦**—નિર્લજ, તને કહી કહીને મારૂં માથું દુખવા આવ્યું, પણ લાજ વળી હોય ત્યારેની. તારા સાંઢનો દાબલો દાટયોછે કે ખોદી લેવા આવેછે. વગર રજાએ તું છોકરાને અડનાર કોણ? હરામી.

**જય૦**—કૃપાળુ શેઠ, દોષની શિક્ષા સહન કરવાનો કંટાળો તિલભર ન ઉપજે એવો દ્રઢ નિશ્ચય છતાં મારા લાડકવાયા અરે અલેતા બાળની લાલચ મને કાર્તિક મહિનાની કુતરી કરતાં બેશ લંપટ બનાવેછે. સાગર જેવા થઈને ભય શું કામ પમાડોછો?

**દીપ૦**—જાની રાંડ ભુંડરી ઉતરેલ વર્ણની. હજાર વખત નાક કાપ્યું તોય એનીએ હોળો રોજ ઉઠીને. તું અમસ્તી જશે નહીં, તો લેતીજા (મારેછે) આવજે ફરીને ધરવ નથયો હોયતો (જાયછે)

*** * જય૦**—(સ્વગત) સુખમાં અથવા દુઃખમાં આપણાથી ઉતરતાનો વાદ લેવાથી સંતોષ પ્રાપ્ત થાયછે. એક જાતના અપ-રાધસારૂ સરખી શિક્ષા ભોગવવી પડશે, મારીસમાન પતિપુત્રના વિરહની સાથે પડતા દુઃખની—

**દીપ૦**—આટલેથી પત્યું એમ માનવાનું નથી. એક વખત આદા પાક ખવરાવ્યા વિના નિરાંત વળનાર નથી. ચાલ મરૂં તેની ત્રેવડ કરવા. (જાયછે)

---

## પ્રવેશ ૩ જો.

**ધ્વનિ**—અરે પાપી, મારો વાંક જાણ્યા સમજ્યા વિના શા સારૂ આમ નિર્દયપણે મારનો વરસાદ વરસાવેછે. શોકાગ્નિથી ખાખ થએલા શરીરમાંથી પ્રાણ કાઢવાને એટલો માર પૂર્ણછે, છતાં નથી આવતી કાંઈ દયા—

*** * સારંગધ્વજ**—ગરીબ અબળાપર આવી શીરજોરી મારી સમક્ષ. તે કેમ જોઈ અરે સાંભળીશ કુ? એ કરતાં ઉત્તમકે આંખ

કે સાંભળવાની શક્તિજ નહોય. પાપી માણસનું પાપ ફૂટવાને ચોકસ વખતની હદ હોયછે. એ હદની રેષા આજે આ મારા તિક્ષણ તીરથી ફના કરૂં નહીંતો મારૂં નામ—

**ધૈર્યવાન પ્રધાન**– ગુણિયલ યુવરાજ, પ્રયોગનું પાત્ર જાણી તપી ગયેલા તાપને શાંત પમાડો.—(જયસેના પ્રવેશ કરેછે.)

**જયસેના**– અસાધારણ મારથી પ્રત્યેક ગાત્ર શિથિળ થઈ ગયાંછે. પુરૂં ચલાતુંએ નથી. ડગલે ડગલે હડબડીયાં આવેછે. એવી કર્મ રેખાની ગતિ. (જાયછે)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—જયસેનાનું ગૃહ.

**વિજયલાલ**–પ્રિયા, છેક હિંમત શું હારી જાયછે? છાંયો તડકો તો વારા ફરતી થયા કરેછે. વીરપુરૂષો જ્યારે દુઃખથી કંટાળશે ત્યારે દુઃખને રહેવાનું ઠેકાણું ક્યાં? વિપતિ વિયુક્ત થવાની નામના કોણ મેળવી ગયુંછે? તેનો વિચાર કર. જોતાંજોતામાં તને તર્કવિતર્ક સોચ તજી દેવાનું કારણ મળ્યા વિના રહેનાર નથી, જ્યારે તારી ખાત્રી થશેકે એ સંતાપિ શૂળના કાંટા જૂદેજૂદે ભોંકાયાછે. પ્રિયા! એથી દીલાસો લઈ તારા બાવરા મનને શાંતિની ઠંડક પમાડ—

**જયસેના**– માણસ ગમે તેટલું હૃદય કઠોર કરવાને શક્તિમાનછે, પણ પુત્રપ્યારને કનડતી કઠોરતાનો વિચારપણ લાવતા નથી, જેઓ વિવેકીની સરખામણીમાં શ્રેષ્ટ પંકાએલછે તેપણ.

**વિજય૦**– પણ તું ભૂલેછે કેમ તારૂણી? ગુલામગિરી ને—

**જય૦**– હા, તેથી ખેદ સંતાપ બળાપો થાયછેકે મારા લાડકવાયા બાળના સુખની તમામ પરવા છોડી લાલચુ અરે ઘાતકી થઇને વેચવાનું સાટું કર્યું હતતો મને અપાર સંતોષ વળ્યાવિના રહેત નહીં—

**વિજય૦**– સત્યતાથી ભરપુરછે મધુર વચનો સર્વે તારા મારી સદગુણશિલ શ્યામા. દેવાનો ત્રાસ નિરાંત કરીને સ્થિર ઠરવા દેતો

નથી, એતો ખાત્રી. પણ હેવું? હા, પંકિતના ઉડાઉ ચાલની ઉશ્કેરણી માટે? અચોત એથી ઉત્તમ એછેકે તેવા પરિણામે વિનાશ ઉપજાવનાર ચાલ હમેશ માટે લય પામે, તે વાસ્તે આ પ્રાણઘાતક અસ્ત્રથી મારા આત્માનો અંતલાવું કે તેવા હાનીકારક લોકાચારના પક્ષકારીના મેલા મન ધોવાઈ સ્વચ્છ થાય, માત્ર દયાદ્રષ્ટિએ જોવાનો હેતુ લક્ષમાં રાખેતો. (જોરથી પકડી રાખેછે)

*** * જયચં૦**—બેન, નિશંક આ દેખાવ મારી આગલી સ્થીતિનું સ્મરણ કરાવેછે. દ્રષ્ટાંતથી સંતોષ સારવા પણ વ્યાજબીરીતે મારી હાંસી મારે મુખે કરાવવાનો ગુપ્તહેતુ સમાયેલો હોવોજોઈએ.

*** * સારંગધ્વજ**—પંકિતબંધનના ઘસારા માનવીના મન ઘાસી નાખવાને સબળછે એમજ નથી, પણ હડકાયું જોર કાઢી નિકળવાથી પ્રત્યેક પ્રસંગે એનો માઠો ભાવ ભજવ્યાવિના રહે નહીં. પૂર્વજોએ પાડેલા ચાલ નિંદાને પાત્ર ગણવા એ અપુર્ણતા. તેમ છતાં સગવડ સાચવવાની અછતની અકળામણમાં ઉડાઉપણું અને દેખાદેખીની ચરસાચરસી એ ભયાનક પીડાની પ્રસ્તાવના. અને તે પંકિત ધારાના નામઉપર! નામનાના લોભે સંતાન વેચવાનું સારૂં સુધારવાની હઠ!! આટલે બધે સુધી જેના મુળ સજડ જડાવાનો સંભવ, તેનો સમુળો વિનાશ થયેલો જોવાને યોગ્ય ઉપાયની જરૂર નહીં લેખવામાં આવેતો જગતને જોખમછે આગળ જતાં. અગર જુઓકે મધ્યમ સ્થીતિ સુધીની પ્રજાની આંમે રળીયામણા લાગતા હોય તેછતાંપણ કુંજવતાણ અરે નિર્ધનનો ક્યાંઈ આશરો નથી. મરણ પછાડી કરેલા ખરચથી મોક્ષ પામવાના સમાચાર નહીં ફરી વળતાં ઘણા બુદ્ધિશાળી વિમાસણ કરવાને ચુકતા નથી. દિનપ્રતિદિન સંદેહ દ્રઢ થતો જાયછે. પણ દેખાદેખીના પરિબળ ને કોઈ આંબતું નથી. દોષ તમામ કર્તાનો ગણાય તો પવિત્ર ન્યાયને આંચ અડયા વિના રહે નહીં. ન્યાતના ચાલને નામે કરતાહરતા હિમાયતીને ઠપકાપાત્ર ગણે તેમાં વિશેષ ખોટું નથી. ઉડાઉપણાની રીત ઉંડી સમજણે વિચારતાં ફાયદાકારી નિવડશે એમ કહેવાય નહીં.

**વિજય૦**– હા, તેથીપણ આબરૂના કાંકરા. ધડથી શિર છૂટું પડતાંવાર સર્વપ્રકારના કષ્ટની એકસામટી સમાપ્તિ આવશે તેમાંતો ફેર નહીં, પણ પરજાથી વગોણાંનો આરંભ થશે. માત્ર પેટનું પુરૂં કરવાની અશકિતનો ધીટકાર કાવતું બોલવાની છુટ આપશે; તોએજ સમજાયછે મારી દ્રષ્ટિમાં એમકે સૃષ્ટિના સુખ-દુઃખનો અનુભવ મેળવવો.

**જય૦**– અહીંયાં આપણી વેદના વધતી જશે. વાસ્તે —

**વિજય૦**– આ દેશનો ત્યાગ કરવો એજ ડાહપણછે.

(જાયછે)

અંતર નાટક ૨ જો અંક સમાપ્ત.

---

# અંતર નાટક અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ગુપ્તાલય.

**કેતુધ્વજ રાજા**– મિત્ર તસ્કરસેન તેં ઘણુંજ સારૂં કર્યું. દીપચંદશા સાથે સારંગધ્વજનું સાટું સુધારતાં મને બહુ હરખ થાયછે. ફુટડો જરાએ કમ નથી. ચાલાકપણ વધારેછે હો.

**તસ્કરસેન**– હા ભુપતિ! એના નામ પ્રમાણે રૂપનો જાણે અંબાર; વળી સદગુણની છત જેવી જોઈએ તેથી વિશેષછે. ભાગ્યશાળીને ઘેર ભુતરળે.

**કેતુ૦**– ખરી વાતછે. પુન્યનો પ્રતાપ ચમત્કારીછે; નહિતો લાજ જવાનો વખત આવત. બ્રાહ્મણને ભરોંસે વેવિશાળ થાયતે સારૂં તો ખરૂં. બાળલગ્નનો ચાલ આપણને તો બરાબર ફળ્યો. કન્યાદાન દેવાઈજાય એટલે ગંગાનાહ્યા. તથાપિ—

**સારંગ૦**–(સ્વગત) હું કોઈ રંક માબાપનો પુત્રછું એ મારો શક સાચો નિવડયો. કુળના મોહમાં જનકજનનિનો વિયોગ થયો. ક્યારે લાભ મળશે તેમનાં દર્શન કરી ઉરના ઉચાટ ટાળવાને?

ત્વરાથી ભેટા થાયતો ઉપકારી થઈએ અથાક અવિનાશીના.

**તસ્કર૦**– તથાપિ રમત રમવાનીછે તે સર્વે હવે પછીનાછે. કુંવરને હું સાથે લઈ જાઉંછું, કેમકે સાંભળવા પ્રમાણે શયનગૃહ રાજાના મ્હેલમાં ને વળી આજે; માત્ર એ ભય આપણે શિર ગાજી રહ્યોછે. ચીંતા નહીં કરો. એનો ઘાટ અચ્છીરીતે ઉતારૂં છું કે નહીં?

**કેતુ૦**– મારા શાણા પ્રધાન! રખેને તરકટ પકડાઈ જાય, એવાં ખેદકારક તર્ક મારાં ગાત્ર શિથિળ કરી નાખેછે.

**તસ્કર૦**– ઉચાટ રાખવાનું કાંઇએ કારણ નથી. પ્રપંચને ઈશ્વર સહાયછે–કુંવરને સાથે લઇ જાઉંછું. લાગ મળતાં સારંગ-ધ્વજ ને બદલે કુંવરને દાખલ કરતાં કેટલીવાર? અને——

**કેતુ૦**– અને પછી સારંગધ્વજ ને આ ભૂમિનું દર્શન દૂર્લભ થઈ પડે એવી યુક્તિ કરવા છતાં રત્નસારિકાનું હરણ——

* * **રત્નસારિકા**– પિતા! માતા! મારૂં રક્ષણ કરો. ઉગારો દીનજાણીને. સારંગ તારૂં દર્શન દૂર્લભ? અરે એ કથન મને કાપી નાખેછે; તેવા સંકટમાં મારૂં હરણ! પિતા! આપની ફરતી વાડ છતાં———

** **વિદ્યુતલા**–મારીશાણીસુતા,શાંતથા.એતોખાલીભણકારાછે.

**તસ્કર૦**– હરણ કરવાની ગરજ નથી. એવો તાલ કરશું કે કુંવરીએ જાદુનાબળે વરને રોગિષ્ટ કર્યો. પછી રાજા એની પક્ષ તાણશે નહીં.

**કેતુ૦**– હા, એવાત મને બહુ પસંદ પડી. (જાયછે)

---

### પ્રવેશ ૨ જો.

સ્થળ–રત્નસારિકાનું શયનગૃહ.

ધ્વનિ આવેછે.

### મહિદીપવૃત.

તોબિશકે તોલ સદ્ય, ચતુર મન વિચારી,
કઠિણ કર્મ નર્મ ગણી, આડ દે નિવારી;

પારધાર અસિસમાન, ઊર લે ઉતારી,
ભય સમિપ નડશે રખે, સમજ વચન ધારી— ૧
ગર્વ રહિત ગણી મનુષ, યશ વિશાળ આપે,
વિષમ હેતુ સરવા રવિ, નિયમ નહિ ઉથાપે;
ઉદય આશ ઉર અમાપ, સમજી કષ્ટ કાપે,
તિમિરપટ નિવારિ અરૂણ, સ્નેહ છાપ છાપે— ૨
મધુર કંઠથી વિહંગ, વ્હાલ બહુ વધાવિ,
અતિ થયેલ દ્વિરેફ લિન, ચલિત મન કરાવિ;
તદપિ મનનથી ભરેલ, રથિ ન લેષ સા'રે,
નિયમ ધારિ રોહિણિપતિ, વિવેક શું વિસારે?— ૩

**સારંગ**૦— છેક હઠીલું થવું એતે શું ડાહપણછે? પા કલાકની અંદર પાછો ફરૂં. પછી?

**રત્ન**૦— વ્યર્થ વિમાસણ કરવાથી શું ફળ?

**સારંગ**૦— એમ માનવાનું કારણ—

**રત્નસા**૦—

**ચોપાયાવૃત**—ચાલ મરહઠા.

સરખાવટમાં સમાન અંતર, પ્યાર વિનોદ વધાવિ,
ઉત્સુકપણનાં અભિનયપરથી, ભાવ અસર ઉપજાવિ;
અભાવ અંતર વસેલ તેને, પ્રીત નહીં અંજાવે,
એસે નરદમ જઇને નીચે, ક્યેમ ઉપર તે આવે?— ૧

**તસ્કર**૦—(કુંવર સાથે ત્વરાથી પ્રવેશ કરી) ઉપર આવવાનું કારણ પુછનાર નીચ! શર્મ આવતી નથી? મર્યાદા તો નેવે મુકીને શું? છોડ જાતલજામણી! તારા બાપના કુળને લજવેછે. હજુ સા'રેછે ક્યાં? રાજાના પેટનો તો નથી. કોઈ ગુલામના પેટની હોયાવિના આવી નિર્લજ ને તોછડી ક્યાંથી ઉઠે?

** **જલકસેન**— આટલાં બધાં મેણાં હું કદી સાંખનાર નથી, ગમે તેટલી મારી અસદ્ગતિ થાય તેને જોખમેપણ. હા, નિશંક જીવને જોખમેપણ જ્યારે ચંડાળ તસ્કરસેનનો જીવ લઊં ત્યારેજ મારૂં નામ———

* * ધૈર્યવાન તથા સારંગધ્વજ—મહારાજ સાવધ થાઓ. ભુલાછો કેમ? એતો પ્રયોગછે.

કુંવર—પ્રિયા!

રત્ન૦—મર રાંડના જણ્યા. (ઘાળ મારેછે. રૂધિર વહેછે.)

---

### પ્રવેશ ૩ જો.

સ્થળ—રાજ્ય માર્ગ.

જલક૦—મારા જોવાને આવું દુઃખ? પોજારી જાદુ શિખી મારૂં નામ બોળ્યું. પુત્રી થઈતો શું? જાત ઉપર વાત આવે તે સાંખી રહું?

* * જલક૦—પ્રધાન, હવે આપણો વારો આવ્યો.

* * ધૈર્ય૦—હા, મંજલશ!

પ્રધાન—તાણી જાઓ તેની ના નહીં, પણ મનેતો એમાં તરકટ લાગેછે. ઉતાવળ કરવાથી ખરા ભેદથી વર્તિત થવાતું નથી. પુછપરછ તપાસ કરીએ. વળી—

જલક૦—પ્રધાન! તડાકા મારવાની નિપુણતા આવે વખતે? પોચા હ્રદયના વૈશ્ય નિંદાના તીખા બોલ સહન કરવા લાયકછે. ક્ષત્રિ નથી. મરવુંકે મારવું એવો જેને આવેશ નથી એતે કાંઈ માનવીની ગણત્રીમાંછે? વાર કરવાની જરૂર નથી. એ હત્યારીને શુળીનો અનુભવ કેવરાવવા ચંડાળને મારી આજ્ઞા જણાવ.

* * રત્ન૦—રાજ્યપિતા!

---

### પ્રવેશ ૪ થો.

સ્થળ વધસ્તંભ ક્ષેત્ર.

રત્ન૦—બનજારા, મુજે છોડનજા બનજારા,—એ ચાલ.

પદ રાખીજદે સુખ સારાં, રક્ષણ કરતું દીનોદ્ધારા,—ટેક.
માનને સુખ બહુ જોયાં, નથી બાકી રહીતો રોવા;
દમી દમી થયાં દુખીયારાં, દાઝ સુણી કરે સુખ ક્યારા— ૧

સતી અતિ કષ્ટ સહેછે, જીવ બાળી બાળી મરેછે;
વદું કારણ પંક્તિધારા, નથી થાતા જુલમી ન્યારા— ૨
દારૂણ પાપ હત્યાનું, સમાવ ઈશ યશ માનું;
ના'વે લવશિર દુખવારા, પ્રભુ કરે હવે સુખ સારાં— ૩
નામ ધર્યું મહિપતિજો, મહિત બતાવો અતિતો;
મથી કથી શકું પ્રજા પ્યારા, હું વરણી શકું ન ગુણ તારા— ૪
વા'રે આવો હવે વ્હેલા, આ કથન સુણીને છેલાં;
નમે "નંદ" વદી અલબેલા, કર સર્વ સ્થળે સુખરેલા— ૫

**ચંડાળ**૦—તમારાં જેવાં તો પારવનાં ઢોંગીલાં અડધોક કલાક બબડીને હીંડયાં ગયાં છે. પણ આતો કોઈ નવાઈ! ચડો માનીતાં બા શૂળીએ.

**રત્ન**૦—જોવી મારા પાપી કર્મની પજવણી! (ધુંટણીએ પડીને) અરે પરમેશ્વર! હું તદન નિર્દોષછું. દોષ માત્ર કર્મને દેવાનો છે. મરવાથી સંતાપ નથી. ફુટતી આશાના મુળ આજની સાથે વઢાઈ જાયછે. મનના મનોરથની એક સામટી તાપણી થાયછે; છતાંપિ મારા આત્માનો અંત આણવાની ઉલટ આણુંછું. પણ વસવસો સંદેહ મારા પ્રીતમનો——

****રત્નસા**૦—મહારાજ! પિતા! (ચીસ નાખી સ્તબ્ધ થાયછે)

****જલકસેન**—દૂર કરો એ ત્રાસદાયક દેખાવને આક્ષણે સર્વની દ્રષ્ટિથી.

અંતર નાટક ૩ જો અંક સમાપ્ત.

---

# અંતર નાટક અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—મંજલપુરની સરહદ.

**વિજયધ્વજ**—પ્રિયા, હવે તારાથી દુ:ખ સહન થનાર નથી. હઠથી હું કાયર કાયર થઈ જાઉંછું. આ નગરમાં તારી બેનછે ત્યાં

જા. મારે આવવાનો ધાટ હોયતો ભાવ આવાગી મનેટેવ નથી. અવસર ઓળખવો જોઈએ.

**જયસેના**—હા, શિરછત્ર, વાડીનું વેતરૂં કરવાને ઉલટ એથીજ વધતી હતી. હઠ સાથનો વ્યવહાર તજી દેવાનો મારો દ્રઢ ઠરાવછે. મારી કમળપ્રભા બેન પાસે જવાને હર્ષથી આપનાથી વિખુટી પડુંછું.

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—અરણ્ય.

**સારંગ૦**—તસ્કરસેનના દગાની તો નામનાજ રહી જવી જોઈએ. શીશી સુંઘાડી બેશુદ્ધ કરી નાખ્યો ત્યારે નિરૂપાય. રેશમનું દોરડું કાપવાને અણીઆળા દાંતને કામે લગાડવા પડશે. (કાપી નાખી) બંધન તુટયું પણ કોમલાંગી તારો મેળાપ થવા કઠિણછે. એ મુંજવણ બહુ મોટીછે. (જાયછે)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ઘટાદાર જંગલનો માર્ગ.

**૧ લો લુટારો**—ગામની ગટર એ મરી ગયો કયાં? સાળા આપણે ચોરનાચોર, એની ચોટલી મંત્રી જાય એતો કૌતક.

**૨ જો૦**—માંજરા, એની આંખ નો'તી કહી આપતી કે એ પુતળાં તમારા ટોકાટુંબા ખાઇને દિવસ કાઢવાના નથી.

**૩ જો૦**—હવે જાણી તારી લવરી. પૃથ્વીના પડમાંથી ઢુંઢી વળીએ એવા મુઆછીએ. બિચારૂં એ કાપલું કયાં ભાગી મરવાનું હતું! (સારંગધ્વજ પ્રવેશ કરેછે)

**સારંગ૦**—

**ભૈરવી**—નામ જાનેકા ન લે યાર મરજાઉંગી—એ ચાલ.

સદ્પાત્ર જાણી વિચારી, ભરતાં પ્રીતિ;
નહીં લેજે ઉરમાં જરૂર, છેએ અનીતિ—સદ્૦
નીતિને નામે નારી, વેઠે વેદના ઘણી;
પુષ્ટિ કર્તા એને છે તનમાં ભીતિ—સદ્૦

ખટક વિયોગે ખટકે, સુખતો સંયોગે અતી;
ગતિ રતિ પાર નહીં, પામે, ધર્યે ધૃતી—સદ૰

ત્યારે કોણ છાતી કાઢીને કહેછેકે આથી મરવું ભુંડું? લે ત્યારે.
(મારવા જાયછે)

** **રત્નસારિકા**– ઓ માતાપિતા! મારી વારે ધાઓ. રક્ષણ કરો. આ જગતમાં મારૂં જે કાંઇછે તે—

** **સારંગ૰**– ભીરૂ, ધીરજ ધર. શાંતથા. સર્વ સ્નેહિ સમિપછે રક્ષા કરવાને.

**લુટારો**– જોઇ શું રહ્યાછો? પકડો એજ લાડકવાયા કુંવર આપોઆપ ઉભાછે.

**સારંગ૰**– અરે તમે કોણછો? શામાટે મને છેડો છો?

**લુટારો**– ઓળખીએ છીએ તારી દોંગાઇને. શાવકારનો છોકરો! (પકડી જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—રત્નસારિકાનો મ્હેલ.

**રત્ન૰**–દાસી! તારૂં મુખ કેમ ઝાંખમારેછે? આડી ઉતરીછેશું?

**દાસી**– બાસાહેબ, આપની વિંટીતો મ્હેલમાંથી જડ્યાના સમાચાર આવ્યા, પણ તેના જેવી ધૈર્યવાન પ્રધાનજીની સ્ત્રી કમળપ્રભાની બેન જયસેના પાસેથી નિકળી.

** **સારંગ૰**–જયસેના મારી દુ:ખણી માતા! આહા! ઈશ્વર! હું કેવો ભાગ્યશાળી! કમળપ્રભા માસીના શણગાર! મારી માતા? વ્હાલી માતા?

** **જયસેના**– પુત્ર, મારા પ્યારના ઝરા, શાંતિના સરોદ!
(ભેટેછે)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—સરિયામ રસ્તો.

**૧ લો લુટારો**– બચી ગયાહો. નહીંતો નાનેનાનપણ ચુડલો ભાંગવા પડત.

૨ જો૦—તો છમાસનું દુઃખ. કયાં તારા ઉપર ભુંગળી ભાગી હતી? પુનર્વિવાહ સારૂ છ મહિના બાદ કરતાં બાકીનું બધું સુખ સુખને સુખ.

૩ જો૦—જીવના ઉગર્યા તેથી મલકાઇ જવાનું નથી. વિવેકની કચાશ તો પુરી; નહીંતો શીરપાવ આપવો જોઇએ. રત્નસારિકા કાંઈ ઓછી નશીબદાર નહીં.

૨ જો૦—નહીંતો આપણો બાન કયાંથી? વિઠી ચમત્કારીતો ખરી. (સારંગધ્વજ અને રત્નસારીકા આવિછે)

૧ લો—જુઓ! જુઓ એ ભાગ્યશાળી જોડ આવે આપણા તરફ. (નમેછે)

**સારંગ૦**—મિત્રો, તમને છુટા કરવાની મારી અતિશય તાણ હતી. લુટફાટનું કામ ઘણું બુરૂંછે. તજીદો એને ને સંતોષ પાંમો આ મારી બક્ષિસથી.

અંતર નાટક અંક ૪ થો સમાપ્ત.

---

## અંતર નાટક અંક ૫ મો.

---

### પ્રવેશ ૧ લો.

સ્થળ—મધુરાવતીમાં કેતુધ્વજ રાજાનો મ્હેલ.

**કેતુ૦**—ઓષડ માફકતો આવયું. ગઈ રાત્રિએ આંખ બરાબર મળી હતી. બળ્યું પલંગમાં પડી રહેવું ગમતું નથી. ઉઠવાનું બહુએ મન કરૂંછું, પણ શરીર છેક તવાઈ ગયુંછે. આંખ વીંચીને પડી રહુંછું, નહીંતો રહીરહીને મારૂં લોહી એવુંતો ઉકળી આવેછે કે કહેવાની વાત નહીં. એજ દુઃખે હજારો દાસના આશ્રય છતાં તારે નિચ કામ કરવું પડેછે.

**રાણી**—પતિના સુખ અર્થે નિચ વેઠ કરવી પડેછે તેનાં ધન્ય ભાગ્ય છે.

કેતુ૦— પ્રિયા ! જોતો અગાસીપરથી, શોર શાથી થાયછે ? તસ્કરસેન પ્રધાન આજે રણમાં ચડવાનોછે તેતો ન હોય ?

**રાણી**— પ્રાણાધાર, અસંખ્ય દળ મધુરાવતીમાં પ્રવેશ કરેછે. યુદ્ધનો પ્રારંભ—હા, પેલા તસ્કરસેન સેનાધિપતિ સહિત શોભે શણગારેલા અશ્વપર.

કેતુ૦— પ્રિયા! ઉઠવાથી વેદના થશે, માટે તું ત્યાં જોઈને મને સંભળાવ ખરેખરૂં નિપજે તે.

**રાણી**—

**કાવ્ય અથવા રોળાવૃત.**

ઉત્તર તસ્કરસેન, દક્ષીણ દળબળ વાખ્યું,
મારે જેરીમાર, શીરછેદ શર (હેં) નિવાર્યું;
ધન્ય તને ભડવીર, દીર્ઘ સાર્થક સરખાવ્યું,
મધુરાવતિનું સૈન્ય, સમાન શુરપર આવ્યું— ૧
કરશી તીર ત્રિશૂળ, કાળ ભરી અરી મારે,
નિર્દય કરી જયનાદ, હર્ષથી દળ સંહારે;
હારે નહીં જરૂર, વિર બળવંત બહુ કળિયો,
અરિપણ વખાણ યોગ્ય, અવનિ સુખ અવતરીયો—૨
અજીત યોદ્ધાત્રીશ, પાયદળપણ વણવાંકે,
રગદોળ્યો વિરસેન, કોણ દયા ધરી ઢાંકે;
હાલ થયા શા હાય? હાણ હદપાર વળી આ,
ઘેરી ભેદ્યો કોટ, દોટ મુકી પુઠ ધાયા— ૩
પડ્યું રણે ભંગાણ, માન માણ કેમ મુકે,
બોધ દિએઅરિ કાન્ત, ઘાતક તીર બંદૂકે;
ભલી મુકાવી ચોટ, છતાંપી હીંમત હાર્યા,
ઘટે ન તસ્કરસેન, શીદ છોડી જગમાયા?— ૪

કેતુ૦— કઠીણ કડવાં કેણ, વદે ધરી વ્હાલ વનિતા.
ભેદકપ્રાણ સમાન, નથી મુજથી જીરવાતાં;
નરેશ બહુ બળવંત, બાહુબળે પંકાતા,
કયેમ વિસારે અંત? અમરપદ મળવા ન્હાતા—*** ૫

રાણી– અરે હાય તનપ્રાણ, મુગટમણિ મુજ માથાના,
અંતર પડવાવાર, કરૂં નહિ રાજા શાણા;
પ્રીતિના પરીયાણ, હાણ અધિક વળી આતે,
દેખી લોહિલુવાણ,ખટક ટાળું બળમાં તે–(મરીજાયછે)૬

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રાજ્યમાર્ગ.

ઉત્કંઠલાલ– દીર્ઘાયુષીથા રાજર્ષિ. મારૂં નમન સ્વિકારવાયોગ્ય પણ અઘટિત આ વંદન મારા મરી ગયેલા વિકાર ઉપર આજ ઓઢાડેછે. ભવિષ્યની અટકળ એ કેતુધ્વજનું વેર, અને યશવંતસેન રાજાના વંશનો ફરીથી ઉદય, એ સર્વ વિપત્તિને વિસરાવનારછે. પતિસેવા ધર્મ સમજવાને અજ્ઞાન મારી સુતા જયસેના બાળલીલાના દર્શન સાથે અદ્રશ્ય થયેલછે; તેનું મીઠું દર્શન સ્વિકારવાને લીલીકુંજાર દયા ભરેલી મારી દ્રષ્ટિ ઘણુ તાણ કરેછે.

વિજયધ્વજ– જે માત્ર વર્તમાન—

ઉત્કંઠ૦– શું વર્તમાન ? દુઃખથી ભેળસેળ થઈ ગયેલા ?

વિજય૦–હા, પુત્રજન્મની ખુશાલીમાં સંતાન વેચવાનું સાટું. આગ્રહને આધિન થઇને પણ કષ્ટ અનુભવ લેવાની હોંશપુર્ણ કરી. તમારી શિખામણ પ્રમાણે અર્ધ રસ્તેથી દાસને વિદાય કર્યા પછી દમનપુરમાં ઘણો વખત સુખી થયાં. પછી પુત્ર વિયોગના ઉમંગમાં વગડે વસનારની પંક્તિમાં આવ્યાં.

ઉત્કંઠ૦– પછી મારી વ્હાલી જયસેનાનું—

વિજય૦– રહેવું કમળપ્રભાને ઘેર થયું ઘણી મહેનતે સમજાવતાં. ભાગજોગે પોષ્ટની ગાડી લુટાણી તેમાં સિપાઇને હું ઉતારૂ સપડાયા. છટકી જવાનો પ્રસંગ હર્ષયુક્ત ફળરૂપ કર્યો. ત્યારપછી મંજલપુરના સૈન્યમાં સેનાધિપતિ તૂલ પ્યાર મેળવ્યો.

ઉત્કંઠ૦– અને જલકસેન રાજાના આમંત્રણથી પણ વિશેષ શુભચિન્હ કળાયછે. આગ્રહ કરોછો ત્યારે આશીશ સાથે.

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—મંજલપુર. રંગભૂમિ.

**સારંગધ્વજ**– આજે આપણું આગમન અહિ થતાં અમર્યાદ લાભ થયો. માર્ગમાં ખોટી ન થાયતો ગઈકાલે આવવા જોઈએ; અને આજે રાત્રિ પડી તોય તેમનાં દર્શનનો કેમ લાભ ન થયો?

**જલકસેન**– ખોટી થયા હોયતો કહેવાય નહીં; નહીંતો અચુક આજે આવે સિદ્ધી. રાત્રિ અડધી નિતરી ગઈછે.

** **જલક૦**–યથાર્થછે મારા અંતરના વિચારથી વર્તિત થવું. રાત્રિ અડધી નિતરી ગઈછે. થોડીવારમાં સવારનો અમલ બેસશે. મને શંકા રહેછેકે—

**અનુચર**– મહારાજ! મધુરાવતિથી આવેલા સામંત મળવા ઈચ્છેછે. દ્વારસમિપ તેઓ આગ્રહથી ઉભાછે, અને આપના આદેશ——

** **સારંગ૦**–આદેશ શું? માનસહિત આમંત્રણ જાતે કરીએ.

**સારંગ૦**– આજ મારા દુઃખી પિતા?

** **સારંગ૦**–હા! એજ મારા દુઃખી પિતા વિજયધ્વજ અને હું તેનો પુત્ર સારંગધ્વજ.

** **વિજય૦**– અરે! આ હું શું સાંભળુંછું? સારંગધ્વજ! મારો વ્હાલો સારંગ જેને મેં વેચી નાખેલ તે?

** **જયસે૦**– હા. તેજ મારા સદ્ગુણ શિલકાંત. (ભેટેછે)

ઉત્કંઠ૦–પુત્રી જયસેના! પૌત્ર સારંગધ્વજ! (સર્વહર્ષભેરભેટેછે)

** **સારંગ૦**– વાહ! પ્રયોગતો આનુંજ નામ. આર્દ્ર નયનને અમિમિશ્ર અંજન. આહા! જનકજનનિનો આનંદકારી મેળાપ સર્વે પરિજનસહિત. આ પ્રસંગે મારા હૃદયમાં હર્ષ અરે જે હાવભાવ ઉત્પન થાયછે, તેનું તાલ કરવાને હું સમર્થ નથી. પ્રયોગનો પ્રારંભ એ મારા ઉદયનો આરંભ; ને સમાપ્તિ એ મારી શુદ્ધિની અશુદ્ધિ હર્ષનાં ઢાંકણમાં. છતાંપિ સ્થિર મનના આવેશમાં અભરણ અભિલાષ ભરવાની ઈચ્છા પુર્ણ કરવા—

**આચાર્ય**—યાચુછું કે આ નાટકનો હેતુ સરવાનો પ્રયાસ ફળિભુત થવાનો સંતોષ વિદ્વાનોના—

** **સારંગ૦**—હર્ષના ચલિત તરંગ વાંતન કરેછે. પ્રબોધપ્રબંધમાં ખામીને ગુંથી નાખવાનો નિયમ દ્વેષીનેજ પ્રિય નથી. આવતી કાલે પુજ્ય પિતાજીનો રાજ્યાભિષેકછે ત્યાં તમારી આયુષ સુખ ચેનમાં ગાળવાની મારી વિનંતીછે.

**આચાર્ય**—આપની બક્ષિસ સંતોષથી સ્વિકારૂંછું. જેઓ માત્ર પોતાનું પેટ ભરવામાં કુશળછે, તે નિંદાને પાત્ર ગણાય. પોતાના સ્વાર્થનું———

** **સારંગ૦**—બળિદાન કરી પરદુઃખ ભંજન થાયછે તે આ જગતમાં સદૈવ જીવતાછે. વિકટ કામ વિરલાથી બનેછે. યશસ્વિ થવાને સર્વ શક્તિમાન ધરણિધરનો વાત્સલભાવ———

**આચાર્ય**—સુમતિસહિત પ્રાપ્ત થવા સર્વે એકસ્વરે પ્રાર્થિએ પરમેશ્વરને પરમહિતથી.

**સર્વ સાથે**— લેરણી.

ગુણગ્ન મતિદે, તિમિરંપટ ટાળી;
તિમિરપટ ટાળી, અવગુણ બાળી—ટેક.
બાળલગ્નરીતિ, વધારે અનીતિ;
તનબળ વિનાશી, વિપ વાળીરે ગુણગ્ન૦— ૧
નહીં સુખ મેવા, મળ્યાં કુચાલે;
પણ માને નહિ મન, પલાળીરે—ગુણગ્ન૦— ૨
સંતાપ સમાપ્તિ, સુખ દધિ પ્રારંભ;
દે પંકિત પ્રબંધ જો પ્રજાળીરે—ગુણગ્ન૦— ૩
પ્રેર સુમતિ વિભુ, અઘતાપ ટળવા;
થાય વૃષ્ટિ સર્વત્ર નરાળીરે—ગુણગ્ન૦— ૪
વત્સલ વળીને, વત્સની વા'રે;
સુખરેલ રેલ, કુંજ વિહારીરે—ગુણગ્ન૦— ૫

**સમાપ્ત.**

# પ્રથમથી આશ્રય આપનારના નામ.

| મુંબઈ. | | નકલ. |
|---|---|---|
| શેઠ | ભગવાનદાસ જેઠાભાઈ ... ... ... ... | ૧૦ |
| ,, | રતનશી પરબત ... ... ... ... ... | ૧૦ |
| | દયાશંકર વસનજી ગીરનારા ... ... ... | ૫ |
| રા. રા. | ગિરજાપ્રસાદ હરિપ્રસાદ દેશાઈ. ... ... | ૪ |
| દલાલ | કાનજી સુંદરજી ... ... ... ... ... | ૨ |
| રા. રા. | ગુલાબરાય છગનલાલ ... ... ... ... | ૨ |
| ,, | પ્રતાપરાય વિ; સંતોષરામ. ... ... ... | ૨ |
| ,, | સારાભાઇ વજેશંકર. .... ... ... ... | ૨ |
| શેઠ | પરબત ભાણજી ... ... ... ... ... | ૨ |
| ,, | પીરભાઈ મીઠાભાઇ... ... ... ... ... | ૨ |
| ,, | પ્રેમજી પેરાજ ... ... ... ... ... | ૨ |
| ,, | રામચંદ્ર નરોત્તમદાસ. ... ... ... ... | ૨ |
| ,, | રેમતુલા મહામદ ... ... ... ... ... | ૨ |
| ગાંધી | વીરચંદ રાઘવજી.. ... ... ... ... | ૧ |
| દેસાઇ | જુઠા હરખચંદ... ... ... ... ... | ૧ |
| મેહેતા | દલપતરામ જગનનાથ ... ... ... ... | ૧ |
| રા. રા. | ઈચ્છાશંકર જટાશંકર ... ... ... ... | ૧ |
| ,, | નવનિધરાય હરજીવનદાશ. ... ... ... | ૧ |
| ,, | પ્રતાપરાય સંતોષરામ ... ... ... ... | ૧ |
| ,, | મહિપતરાય ગોવિંદરાય ... ... ... ... | ૧ |
| ,, | માનશંકર ગૌવરીશંકર ... ... ... ... | ૧ |
| ,, | માનશંકર પરમાનંદદાસ ... ... ... ... | ૧ |
| ,, | માનશંકર પીતામ્બરદાશ ... ... ... ... | ૧ |
| ,, | રામપ્રસાદ પરમાનંદદાશ... ... ... ... | ૧ |
| ,, | વસંતરાય છગનલાલ ... ... ... ... | ૧ |

| | | |
|---|---|---|
| રા. રા. | સવાઈલાલ નંદલાલ. ... ... ... ... | ૧ |
| ,, | સાકરલાલ મનસુખરામ... ... ... ... | ૧ |
| ,, | સાકરલાલ હરિભાઈ. ... ... ... ... | ૧ |
| ,, | હરદેવરામ નાનાભાઈ વકીલ ... ... ... | ૧ |
| શેઠ | કલ્યાણજી કેશવજી ... ... ... ... | ૧ |
| ,, | ગોકલદાસ દેવજી.... ... ... ... ... | ૧ |
| ,, | જમનાદાસ નરોત્તમદાસ ખીલીમોરીયા.. ... | ૧ |
| ,, | ડાહ્યાભાઈ તાપીદાસ ... ... ... ... | ૧ |
| ,, | દુર્લભદાશ કરશનદાસ ... ... ... ... | ૧ |
| ,, | નથુભાઈ મોરારજી... ... ... ... ... | ૧ |
| ,, | ભીમજી ચત્રભુજ ... .. ... ... ... | ૧ |
| ,, | મુળજી લલુભાઈ ... ... ... ... ... | ૧ |
| ,, | મોહનજી ઓધવજી. ... ... ... ... | ૧ |
| ,, | સાલિમહામદ નજરઅલી... ... ... ... | ૧ |
| ,, | વનમાળી હરગોવનદાસ.... ... ... ... | ૧ |
| ,, | વલભદાશ પ્રાગજી.. ... ... ... ... | ૧ |
| ,, | હિરાચંદભાઇ નેમચંદ ... ... ... ... | ૧ |
| | ઈશ્વર નારણ.. ... ... ... ... ... | ૧ |
| | ઉમયાશંકર જીભાઈ... ... ... ... ... | ૧ |
| | ફીકાભાઇ મકનદાસ. ... ... ... ... | ૧ |
| | ત્રીભોવન રામશંકર... ... ... ... ... | ૧ |
| | દેવીદાસ ઝીણાભાઇ ... ... ... ... | ૧ |
| | ધનજી ચત્રભુજ... ... ... ... ... | ૧ |
| | ધરમદાસ જમનાદાસ ... ... ... ... | ૧ |
| | પુરૂષોત્તમ મોરારજી ... ... ... ... | ૧ |
| | બ્રીજલાલ ઝવેરીલાલ ...... ... ... ... | ૧ |
| | મગનલાલ જેકીસનદાસ ... ... ... ... | ૧ |
| | મંગળદાસ તારાચંદ ... ... ... ... | ૧ |
| | માણેકલાલ ઘેલાભાઇ ... ... ... ... | ૧ |
| | માણેકલાલ લલુભાઈ. ... ... ... ... | ૧ |
| | રેવાદાસ લક્ષ્મિદાસ. ... ... ... ... | ૧ |

સામસીમલ સીતારામ ... ... ... ... ૧
વેલજી આંસુ. ... ... ... ... ... ૧
હીરાચંદ પુરૂષોત્તમ. ... ... ... ... ૧

## ભાવનગર.

રા. રા. લલુભાઈ શામળદાસ. ... ... ... ... ૨
,, દુર્લભરામ રામજી જાની ... ... ... ... ૧
,, પ્રભાશંકર જટાશંકર.. ... ... ... ... ૧
,, પ્રભાશંકર મેણીલાલ ... ... ... ... ૧
,, સાકરલાલ છોટમલાલ ... ... ... ... ૧
,, સાકરલાલ હરિભાઈ ... ... ... ... ૧

## મહુવા.

પારેખ ભગવાનદાસ દુર્લભદાસ. ... ... ... ... ૫
રા. રા. રવિશંકર અંબાશંકર વકીલ. ... ... ... ૫
ખોજા નાનજી મહામદ વકીલ ફોજદારી.. ... ... ૪
,, ફાજલ પ્રધાન. ... ... ... ... ... ૩
સોની વસતા મેઘજી ... ... ... ... ... ૩
ખોજા અલિભાઈ વાલજી ... ... ... ... ... ૨
ખત્રી ધનજી ગીગા ... ... ... ... ... ૨
મીસ્તરી ચોંડા કરશન. ... ... ... ... ... ૨
પારેખ રણછોડદાસ ત્રીકમજી ... ... ... ... ૨
ભાણચંદ હેમરાજ ... ... ... ... ... ૨
ખોજા અલિભાઈ વાલજી... ... ... ... ... ૧
,, નાનજી હાસમ ... ... ... ... ... ૧
,, ભાણજી કાશમ ... ... ... ... ... ૧
,, શરાફઅલી નુરમાહામદ ... ... ... ... ૧
,, હસનઅલી મુળજીભાઈ ... ... ... ... ૧
ગાંધી મુળજી માનજી ... ... ... ... ... ૧
,, પ્રાગજી પદમશી ... ... ... ... ... ૧
દેસાઇ રામપ્રસાદ દુર્ગાશંકર. ... ... ... ... ૧

| | |
|---|---|
| ઘોલકિયા વિઠલદાસ પરમાનંદદાસ ... ... ... ... | ૧ |
| પારેખ ત્રીભોવનદાસ રામજી ... ... ... ... | ૧ |
| માસ્તર સાહેબ જગનનાથ જીવનરામ ... ... ... | ૧ |
| મેતા તારાચંદ દલાળ... ... ... ... ... ... | ૧ |
| ,, મનમોહનદાસ કમળશી.. ... ... ... ... | ૧ |
| લુહાર પ્રેમજી કલ્યાણ. ... ... ... ... ... | ૧ |
| વકીલ ઇશ્વર જેશંકર... ... ... ... ... ... | ૧ |
| શેઠ માધવદાસ ત્રિંબકદાસ... ... ... ... ... | ૧ |
| સોની નારણ મામૈયા... ... ... ... ... ... | ૧ |
| ગંગાશંકર ભવાનીશંકર .. ... ... ... ... | ૧ |
| બળવંતરાય શામજીભાઈ ... ... ... ... | ૧ |
| કાળીદાસ જેઠાભાઈ ... ... ... ... ... | ૧ |
| પરમાનંદદાસ હરગોવિંદદાસ ... ... ... ... | ૧ |
| વલભદાસ કરશનજી ... ... ... ... ... | ૧ |

## ભુજ.

| | |
|---|---|
| જોશી નિર્ભયરામ કાનજી... ... ... ... ... | ૧ |
| રા. રા. કાનજી શંકરજી હઠી... ... ... ... ... | ૧ |
| ,, જગનનાથ જેઠાલાલ .. ... ... ... ... | ૧ |
| ,, જદુનાથ મોહનલાલ ... ... ... ... | ૧ |
| ,, નર્મદાશંકર લાધાભાઈ. ... ... ... ... | ૧ |
| ,, ભવાનજી હરિદાસ ... ... ... ... ... | ૧ |
| ,, લક્ષ્મીદાસ રવજી. ... ... ... ... ... | ૧ |
| નિર્ભયરામ માદનજી ... ... ... .. ... | ૧ |
| પુરૂષોત્તમ ઓધવજી .. ... ... ... ... | ૧ |
| પ્રાગજી નારણજી વકીલ. ... ... ... ... | ૧ |
| વીડલજી નારણજી બક્રોડી .. ... ... ... | ૧ |
| શીવજી પુરૂષોત્તમ હેડમાસ્તર ... ... ... | ૧ |

## ખંભાળીઆ.

| | |
|---|---|
| ગગવાણી જીવરાજ મોરારજી ... ... ... ... | ૧ |
| ખંભાળીઆ ધર્મવાડા લાઈબ્રેરી ... ... | ૧ |

## સૂચના.

---

કવિતારૂપે લલિતા દુઃખ દર્શક નાટક... ... ૦—૮—૦

સારંગધ્વજ અને રત્નસાલિકા નાટક... ... ૦—૮—૦

પત્રપદ્ધતિ અથવા કાગળ લખવાની રીતિ... ૦—૩—૦

રોકડી કીમતે મળશે. દેશાવરના ગ્રાહકને પોષ્ટ ચાર્જ નહિ આપવા પડે. નિચે પ્રમાણે સરનામું કરવાથી પત્ર પહોંચશે.

પરમાનંદદાસ જીવનદાસ.

ઠેકાણું

જુની હનુમાન લેન નંબર ૩૧ [illegible]

મુંબઈ.